



ઉપયોગી વિદ્યાકળા ગ્રંથમાળા—મણકો ત્રીજો.

# પ્લેગ અથવા મરકી

અને તેનાં

## કારણો, લક્ષણો તથા અનુભવસિદ્ધ ઉપાયો.





કુદરત કોપ અરૂ ધર્મ લોપ, મહીપર હોવત ભાર;
મહામારી, મરકી હમે, દુકાળ અંતે ધાર.




લેખક
**વૈદ્યશાસ્ત્રી સામળદાસ સેવકરામ.**

ઉપયોગી વિદ્યાકળા ગ્રંથમાળા, મણકો ત્રીજો.

# પ્લેગ અથવા મરકી

## અને તેનાં

## કારણો, લક્ષણો તથા અનુભવસિદ્ધ ઉપાયો.

---

લેખક તેમજ પ્રકાશક,

**વૈદ્યશાસ્ત્રી શામળદાસ સેવકરામ.**

પશુ ચિકિત્સા, જંગલની જડીબુટ્ટી, આકાશવાણી વિગેરેના કર્તા.

વડાગામ—વાયા તલોદ, એ. પી. રેલવે.

---



પ્રથમાવૃત્તિ પ્રત ૫૦૦. ઈ. સ. ૧૯૧૭.

---

કિંમત—કાચા પુંઠાના રૂ. ૦–૮–૦ પોષ્ટેજ જુદું.

પાકા પુંઠાના રૂ. ૦–૧૦–૦ ,,

# ભૂમિકા.

પ્લેગ રૂપી પાપી રાક્ષસના નામોચ્ચારણનો શબ્દ જ્યારે કર્ણ પુટને સ્પર્શ કરે છે ત્યારે તો સમૂળગા હોસ કોસજ ઊડી જાય છે. આ સેતાની બલાએ ઇ. સ. ૧૮૯૬ માં પ્રથમ મુંબઇમાં પગ પેસારો કર્યો, અને ત્યાંથી સમાટાબંધ રીતે આખા આર્યા વર્ત્તમાં પોતાની પાંખો વિસ્તારી આજ સુધીમા આશરે એક કરોડ કરતાં પણ અધિક મનુષ્યોનો ભોગ લીધા છતાં પણ હજુ તેને તૃપ્તિ થઇ નથી. નાદીરશા, તૈમુરલંગ વિગેરેના ત્રાસથી પ્રાપ્ત થયેલી અધોગતિમાંથી હજુ તો પુરતી પૂર્વાવસ્થા પ્રાપ્ત થઇ ન હોતી. તે અગાઊજ આ અધમે પ્રથમથીજ દીન, મલીન અને બળહીન થઇ રહેલા ભારત વાસીઓ ઉપર પોતાનું પૂર્ણ બળ અજમાવી કેવી પાયમાલી કરી નાખી છે તે કોઇનાથી પણ અજાણ્યું નથી. લાખો ખીલતા યુવકો અને યુવતીઓ કે જેઓના ઉપર ભાવિની મોટી મોટી આશાઓ બંધાયેલી હતી, તેઓને પળ વારમાં મૃત્યુની સોડમાં સુવાડી દેતાં તે દુષ્ટને લેશ માત્ર પણ દયા આવી નથી. ભાઈ ભાન્ડુ, ઇષ્ટ મિત્ર, પીતા માતા, પતિ પત્નિ કિંવા પુત્ર પુત્રી સિવાયનાં થઇ પડેલાં લાખો મનુષ્યોની દુઃખમય કથાઓ અને પ્લેગે કરેલી ખરાબીનો હેવાલ જ્યારે જ્યારે સાંભળવામાં આવે છે. ત્યારે ત્યારે ગમે તેવાં નિર્દય મનુષ્યોનાં ચક્ષુઓમાંથી પણ અશ્રુધારા વહન થયા વિના રહેતી નથી. છતાં અનેકનિરપરાધી અબળાઓનાં હાથ કંકણોને એકી સાથે ભાગી નંખાવનાર આનિદય કોણ જાણે કેવા પ્રકારનાં કર્મ ફળોને લેઇને ઉપસ્થિત થયો છે કે તેનો નાશ કરવાને માટે આજ સુધીમાં જે યુ-

ક્તિઓ શોધી કાઢવામાં આવી તે તે પૈકી એકે પણ સફળ થવા પામી નથી. અને તેથી આ પાપી તો પોતાનો અમલ દિન પ્રતિદિન દઢ મૂળ કરતોજ જાય છે.

આ દુષ્ટનો કેવી રીતે નાશ કરી શકાય તે સંબંધિ તપાસ ચલાવવા સારૂં કમીશનો નિમાય છે, લાંબા પહોળા નિબંધો લખાય છે, અનેક ઉપાયો શોધાય છે, અનુભવાય છે અને તેના પરિણામના વિશાળ રીપોર્ટો અપાય છે. પ્રરંતુ તેઓ પૈકી એકે પણ સફળ ન થતાં અરસ્પરસ વિરોધવાળા જણાય છે, અને પ્લેગ તો અધિકાધિક બળવાન થતો જાય છે, એનું કારણ શું છે?

કારણ માત્ર એટલુંજ છે કેઃ-ઊંદરોથી પ્લેગ થાય છે, મચ્છરોથી મેલેરીઆ થાય છે જંતુઓથી મહાન વ્યાધિઓ થાય છે. માખીઓથી રોગનો ફેલાવો થાય છે, ચાંચડોથી ચેપ પ્રસરાય છે એવાં ક્ષુલ્લક બાહ્ય કારણોને શોધીને પ્રગટ કરવામાં આવે છે. પરંતુ ખરૂં કારણ અંધારામાંજ કુટાય છે. "કેડમાં છોકરૂં અને મારૂં છોકરૂં ક્યાં? એમ કહી ખોળવામાં જેટલી મૂર્ખતા છે. તેથી પણ અધિક મૂર્ખતા છે, તેથી પણ અધિક મૂર્ખતા રોગો ઉત્પન્ન થવામાં આવાં બહારનાં ક્ષુલ્લક કારણો પ્રાધાન્ય છે એમ માનવામાં છે. પ્લેગનું બીજ ઊત્પન્ન થયા પછી તેને ઠામ, ઠામ ફેલાવવામાં આ બધાં માત્ર સહાયભૂત કારણોજ છે, પરંતુ પ્લેગનું મૂળબીજ ઊત્પન્ન થવાનું કારણ તો આ બધાં કરતાં તદન અલગજ છે. કેમકે દુનિયાંમાં એવું કોઇ પણ દરદ નથી કે જે કુદરતના કાયદાનું ઊલંઘન થયા સિવાય ઊત્પન્ન થઇ શકે, અને તેથી જ્યારે મનુષ્યો કુદરતી ધર્મનું ઊલંઘન કરી

ઇશ્વરી કોપ વ્હોરી લે છે, અર્થાત કુદરતે બક્ષેલી ખુલ્લી સ્વચ્છ હ-
વાનો ત્યાગ કરી ગીચોગીચ મકાનો બાંધી તેની અંદરની બંધીઆર
થયેલી મલીન હવામાં વસે છે, વળી અનેક પ્રકારનો સરસામાન,
તેમજ રાચ રચીલું તેવાં મકાનોમાં ખીચોખીચ ભરી પછી જોઇએ
તેવી રીતે દરેક જગ્યાએથી તેઓનાં મકાનોને સાફ રાખી શકતાં
નથી, અનેક પ્રકારની મલીનતાથી મિશ્રિત થયેલી હવાને શુદ્ધ કરવાને
પૂર્ણ શક્તિમાન સૂર્યનારાયણનો પુરતો પ્રકાશ, પુરતુ અજવાળું. પુ-
રતો તાપ તેવાં મકાનોમાં પડી શકતા નથી, ત્યારે તેના લીધે તેવાં
મકાનોની હવા દિન પ્રતિદિન વિશેષ મલીન થતી જઇ ઝેરી બને
છે; અને પછી તેમાંથી પ્લેગ, કોલેરા, મેલેરીઆ વિગેરે અનેક પ્રકા-
રનાં દરદોને જન્મ આપનારાં ઝેરી જંતુઓ ઉત્પન્ન થઇ ઊંદરો,
ચાંચડો, મચ્છરો, માખીઓ વિગેરેને લાગુ પડતાં આખરે મ-
લીન હવા, જેઓએ પોતાનાં તન, મન મલીન કરી મૂક્યાં
હોય છે તેઓને લાગુ પડે છે. આ રીતે જ્યાં આગળ હવા, પાણી,
પ્રકાશ, ખોરાક વિગેરેની અસ્વચ્છતા હોય—મલીનતા હોય ત્યાંજ આ-
વા રોગોનાં જંતુઓ જન્મ પામી શકે છે. ત્યાંજ જીવી શકે છે, ત્યાંજ
ઊછરી કે વૃદ્ધિ પામી શકે છે, ત્યાંજ ઊંદરો ખીસકોલીઓ વિગેરે
ખુણા ખાચરાઓની વિશેષ મલીન હવામાં વસનારાં પ્રાણીઓ ઉપર
પ્રથમ હુમલો કરે છે, અને ત્યાંજ તેનો ચેપ ચોગરદમ ફેલાઇ આ-
ખરે અસંખ્ય મનુષ્યો તેનાં ભોગ થઇ પડે છે, અને તેથીજ મહાર્ષિ
ચરકાચાર્યે આવા વ્યાધિઓ ઉત્પન્ન થવાનું કારણ "પ્રજ્ઞાપરાધ"
એટલે મનુષ્યોએ સમજવા છતાં પણ જાણી બુઝીને કુદરત વિરૂદ્ધ
વર્તન ચલાવી કરેલો અપરાધ માન્યો છે તે અક્ષરશઃ સત્ય છે. અને

તેથી જો આવાં દરદો થી મુક્ત રહેવા માગતા હો, તો ઊંદરો મા-રવા, ઔષધો શેવવાં વિગેરે વળખાં મારવાં છોડી દેઇ મલીન હવાનો ત્યાગ કરી સ્વચ્છ અને ખુલ્લી હવામાં વસો! ઇર્ષ્યા, અદેખાઇ, પ્રપંચ, પાખંડ વિગેરે અધમ વિકારોના વાતાવરણથી મનને અને અસ્વચ્છ ખોરાક પાણીથી તનને અલગ રાખો. સઘળાં દૃશ્ય અને અદૃશ્ય ઝેરી જંતુઓનો નાશ કરવાને પૂર્ણ શકિતમાન સૂર્યનારાયણના પુરતા પ્રકાશ અને તાપની ખામીને લીધે ઘરોમાં વ્યાપેલો અંધકારને, અને આવાજ બીજા કુદરતી નિયમોનું ઊલંઘન કરનારા અજ્ઞાન રૂપી અંધકારને અંતઃકરણમાંથી દુર કરો; અને પછી જુઓ કે એક ક્ષણના છઠ્ઠા ભાગ જેટલા સમયમાં પ્લેગ, મરકી, કોલેરા અને એવાજ પ્રાણઘાતક પ્રચંડ દાનવો દુર થાય છે કે નહિ?

| | |
|---|---|
| વડાગામ—મહીકાંઠા<br>વિજ્યા દશમી<br>સં. ૧૯૭૩ | આપનો હિતચિંતક<br><br>વૈદ્યશાસ્ત્રી સામળદાસ સેવકરામ. |



૧

# અનુક્રમણિકા.

# ગ્રાહકોને સુચના.

કાગળોના ભાવો વાયુવેગે વધતાજ જાય છે, ઠામ, ઠામ મરકી ચાલતી હોવાથી પુસ્તકો પ્રગટ કરવામાં એવી આપદા ઊત્પન્ન થઇ છે કે ત્રીજું પુસ્તક "વિશ્વ દૃષ્ટિ" જે પ્રેસમાં છપાતુ હતું તે પ્રેસ એકાએક બંધ થવાથી તેના બદલે તાબડતોબ આ પુસ્તક લખી બીજા પ્રેસમાં છપાવવાની ફરજ પડી છે. આવા સંજોગો હોવા છતાં પણ આપને અસંતોષ ન ઉપજે એટલા માટે ધાર્યાં ઉપરાંત ખર્ચ અને પ્રયત્ન વેઠીને પણ અમે અમારૂં કર્તવ્ય કર્યાં જઇએ છીએ. પરંતુ અમારી આ મુશ્કેલીઓનો કંઇ પણ ખ્યાલ ન કરતાં કેટલાએક મહાશયો મન ફાવે તેવા પત્રો લખી ફોગટનો ત્રાસ આપે છે. જે ઉપરથી દરેક ગ્રાહકોને ખબર આપવામાં આવેછેકેઃ—

અમારા તરફથી પ્રગટ થતી આ ગ્રંથમાળા કંઇ માસિક ચોપાનીયા રૂપે નથી કે જેથી તે દર માસે પ્રગટ થાય, વળી તે ત્રિમાસિક એટલે દર ત્રણ માસે પ્રગટ થનારૂં પેપર પણ નથી, પરંતુ પુસ્તકો છે. અને તેથી તેનો દરેક મણકો ક્યારે પ્રગટ થાય તેનો કંઇ પણ નિયમ નથી. પરંતુ જો કોઇ પણ નિયમ હોય તો તે માત્ર એટલોજ છે કે આખા વર્ષમાં થઇને પાંચસો પૃષ્ટમાં નિકળી શકે તેટલાં પુસ્તકો ગ્રાહકોને આપવાં. પછી તે બનતી સગવડે વર્ષના ગમે તે ભાગમાં પ્રગટ થાય. આ નિયમને અનુસરીને આજ સુધીમાં ત્રણ પુસ્તકોનાં મળી ચારસોથી પણ વધારે પૃષ્ટો અપાઇ ગયાં છે. અને હવે ફક્ત સોથી પણ ઓછાં પૃષ્ટ બાકી રહ્યાં છે જે ચોથા પુસ્તક તરીકે માર્ચ આખર સુધીમાં આવશે. માટે મિથ્યાપત્રો લખી ત્રાસ ઉપજાવવાને ક્ષમા કરવી. વળી કોઇ કારણસર પત્ર લખવાની જરૂર પડે તો રિપ્લાઇ કાર્ડ કિંવા ટિકિટ મળ્યા સિવાય ઊત્તર આપવામાં આવશે નહિ. એ વાત પણ ખાસ લક્ષમાં રાખવી.

**મેનેજર—ઉપયોગી વિદ્યા કળા ગ્રંથમાળા.**

# પ્લેગ અથવા મરકી

### અને તેનાં

## કારણો, લક્ષણો, પ્રકારો તથા અનુભવસિદ્ધ ઉપાયો.

---

**વ્યાખ્યા**—સૃષ્ટિ મંડળ ઉપર આજ સુધીમાં અસ્તિત્વમાં આવેલા સઘળા રોગો કરતાં આ રોગ વિશેષ ઝેરી અને પ્રાણઘાતક છે, વળી એકાદ સ્થળે દર્શન દીધા પછી એકદમ ઘણી ઝડપથી ચોગરદમ ફેલાઇ જઇ અસંખ્ય મનુષ્યોને પટકી મારી પાડે છે; જેથી ઘણા ખરા પ્રસંગે આખા દેશોના દેશો તદ્દન વસ્તિ વિનાના થઇ જાય છે, તેથીજ ઇંગ્રેજી ભાષામાં તેને (Blow) બ્લો અથવા પવન વેગે પ્રસરી જતો રોગ, (stroke) સ્ટ્રોક અથવા ચોટની માફક મારી નાંખનારો, તેમજ Plague—પ્લેગ એટલે આફત—અણધારી ઉપાધિ—અનર્થ કે દૈવી કોપના નામથી ઓળખવામાં આવે છે.

આ રોગમાં ઘણા ખરા દરદીઓને તાવ સાથે ગાંઠ નિકળતી હોવાથી આર્ય વૈદ્યકમાં તેને **ગ્રંથીક જ્વરના** નામથી ઓળખવામાં આવેલો છે. વળી ગાંઠમાં અગ્નિના જેવો દાહ થતો હોવાથી **અગ્નિ રોહીણી,** ઊંદરો મારફતે તેનો ચેપ વિશેષ ફેલાતો હોવાથી **મુષક વિષ વિક્રિયા** અને મરણ પ્રમાણ મોટી સંખ્યામાં તેમજ શીઘ્ર આવતું હોવાથી **મહામારી** કિંવા **મરકી** એવાં નામો પણ અપાએલાં છે.

# પ્લેગનો પ્રાચિન સંક્ષિપ્ત ઇતિહાસ.

પ્રાચિન કાળમાં ઇતિહાસ લખવાની પદ્ધતિ વિશેષ પ્રચલિત નહિ હોવાથી તેમજ આ રોગ ક્વચિતજ થતો હોવાથી, સૃષ્ટિ ઉપર તેની શરૂઆત ક્યારથી થઇ તે ખાત્રી પૂર્વક કહી શકાય તેમ નથી. તો પણ યાહુદિ લોકોના બાવીશમા ડયુટરોનામી નામના મુસાએ લખેલા પાંચમા પુસ્તકની સત્તાવીશમી કલમમાં ઇજીપ્ત દેશના ગુમડા તરીકે જે રોગનું વર્ણન કરેલું છે, તે આ દરદને આબેહુબ મળતું આવે છે. અને તે ઉપરથી જણાય છે કે ઇઝેલાઇટસ એટલે યાહુદી લોકો જ્યારે ઇજીપ્તની ગુલામગીરીમાં પડેલા હતા, તે વખતે આ રોગે ત્યાં આગળ એટલે ઇજીપ્તમાં ઘર કર્યું હતું. આ સમય ઇ. સ. પહેલાં ૧૫૦૦ વર્ષ અગાઉનો એટલે આજથી ૩૫૦૦ વર્ષ પહેલાં-નો છે. અને તેથી આ દરદનો જુનામાં જુનો ઇતિહાસ પણ તે સમયથી આરંભ થાય છે, અર્થાત્ ૩૫૦૦ વર્ષનો મળી શકે છે. આ સમયથી આરંભીને આજ સુધીમાં આ ઉપાધિએ અવનિની જે અધોગતિ કરી છે, ઇ. સ. ના છઠ્ઠા સૈકાથી માંડીને અઢારમા સૈકા સુધી આખા યુરોપનું જે નિકંદન કાઢી નાંખ્યું છે, અને ચીન તથા આર્યાવર્ત્તને પણ પ્રસંગોપાત્ જે પાયમાલીમાં ઉતાર્યા છે તેનો સંક્ષિપ્ત સાર નીચે મુજબ છે.

ઈ. સ. પૂર્વે ૪૩૦ માં ગ્રીસની રાજ્યધાની આર્થેન્સમાં એવી ભયંકર મરકી ચાલી હતી કે તેથી વસ્તીવાળા ભાગો વેરાન થઇ તેની જગ્યાએ વનો બન્યાં હતાં.

ઇ. સ. ૯૯ થી ૧૧૬ સુધી યુરોપ તથા આફ્રિકામાં મરકીનો

ત્રાસ એવો ભયંકર રીતે ચાલુ રહ્યો હતો કે તેથી ઈજીપ્ત, સીરીઆ અને લીલીઆ પ્રાંતો નિર્જન થયા હતા.

ઈ. સ. ૧૦૦ માં જસ્ટીનિયન બાદશાહના સમયમાં રોમન રાજ્ય મરકીથી નષ્ટપ્રાય થયું હતું. કારણ આ મરકીનો ઉપદ્રવ લગભગ પચાશ વર્ષો સુધી એક સરખો ચાલુ રહ્યો હતો.

આ સમયથી માંડીને છેક તેરમા સૈકા સુધીમાં ચાલેલી મરકીનો ખાસ જાણવા લાયક ઇતિહાસ મળી શકયો નથી. પરંતુ ઈ. સ. ૧૪૦૦ ના સૈકામાં પ્લેગે એવો સપાટો ચલાવ્યો હતો કે પૂર્વમાં ચીનથી માંડીને પશ્ચિમમાં છેક આયર્લૅન્ડ સુધી એક સરખો ત્રાસ વર્ત્તાવી મૂકયો હતો. તે સમયે આ રોગને Black Death બ્લેક ડેથ એટલે કાળું મૃત્યુ એવું નામ આપવામાં આવ્યું હતું. કેમકે જે આ રોગથી સપડાતો તેને ગાંઠ નિકળવા ઉપરાંત શરીર ઉપર કાળા ડાઘ પણ પડતા હતા. આ રોગ ચીનમાં પ્રથમ ઉત્પન્ન થયો હતો, અને તે ઉત્પન્ન થતી વખતે ધરતીકંપ, દુષ્કાળ વિગેરે આપત્તિઓ પણ તેની સાથે ઊત્પન્ન થઇ હતી. આ વખતના પ્લેગથી ચીનની ચાળીશ કરોડ મનુષ્યોની વસ્તોમાંથી તેર કરોડ એટલે લગભગ ત્રીજા ભાગનાં મનુષ્યો મરણ પામ્યાં હતાં. અને પૂર્વ તરફના સર્વ દેશોમાં થઇ મરણુની સંખ્યા ચોવીશ કરોડની ગણવામાં આવી હતી.

આજ સમયે એટલે ઇ. સ. ૧૩૩૪ માં ઈંગ્લાંડમાં પણ સખ્ત પ્લેગ ફાટી નિકળ્યો હતો, જેના લીધે મોટાં મોટાં શહેરો ખાલી થયાં હતાં. એકલા લંડનમાંજ એક લાખ મનુષ્યો મરી ગયાં હતાં, જેમાંથી અડધો લાખ મડદાંને તો એકજ ખાડમાં દાટવામાં

આવ્યાં હતાં. વળી નોરવીચ નામના શહેરમાં ૬૦ હજાર મૃત્યુ નોંધાયાં હતાં.

ઈ. સ. ૧૬૬૪ માં ફરીથી લંડનમાં એવો સખ્ત પ્લેગ ફાટી નિકળ્યો હતો કે જેની આગળ આપણા દેશનો પ્લેગ કંઇ પણ હિસાબમાં નથી. લોકો આમ તેમ નાશી જતા હોવાથી ગાડીઓના ભાડાના ભાવ ૨૫ થી ૩૦ ગણા વધી ગયા હતા. પ્લેગવાળા ઘર કે મનુષ્યો સાથે કોઇ પણ સંબંધ રાખતું નહોતું. પ્લેગવાળા ઘરોના દ્વારો ઉપર જ્યાં ત્યાં " પ્રભુ ! દયા કરો ! એવા શબ્દો ટાંગવામાં આવતા હતા. રસ્તા ઉજડ થયા હતા, અને શહેર ભયંકર બની ગયું હતું. મડદાંઓને ઊંડી ખાઇઓમાં ફેંકી દેવામાં આવતાં હતાં. તે વખતે હોસ્પીટાલોમાં આવેલા દરદીઓને મારી નાંખીને નર્સો તેમના શરીર ઉપરનાં વસ્ત્રાભૂષણો લેઈ લેતી હતી. મૃત્યુનું પ્રમાણ એટલું બધું પ્રચંડ હતું કે માત્ર ત્રણ માસમાંજ એક લાખ મનુષ્યોનો સંહાર થયો હતો. બીજા વર્ષે આગ લાગી હતી જેમાં ૧૩૦૦૦ ઘરો તથા ૮૯ દેવાલયો બળી ભસ્મીભૂત થયાં હતાં.

ઇ. સ. ૧૮૭૧–૭૩ ના સમયમાં પ્રથમ યુનાનના પર્વતોમાં પ્રારંભ થઈ ચીન ઉપર પ્લેગની સ્વારી ગઇ હતી. અને ૧૮૯૪ માં કેંતાનમાં એવો સખ્ત પ્લેગ ચાલ્યો હતો કે માત્ર બે અઢી માસમાંજ ચાળીશ હજાર મનુષ્યોનો ભોગ લીધો હતો. ત્યારબાદ એકાદ માસમાંજ હોંગકોંગ ઉપર ચઢાઇ કરી હતી.

ઇ. સ. ૧૮૯૬માં ફરીથી હોંગકોંગ અને કંતાનમાં પ્લેગનો ઉપદ્રવ ચાલ્યો હતો, જ્યાંથી આગબોટ મારફતે મુંબાઇમાં ચેપ દાખલ થઇ આખા આર્યાવર્તમાં પ્રસરી આજકાલ સત્યાનાશવાળી રહ્યો છે.

# આપણા દેશમાં ચાલેલા પ્લેગનો ઇતિહાસ.

આ દેશમાં પહેલવહેલો પ્લેગ ક્યારે દાખલ થયો તેનો ખાત્રી લાયક ઇતિહાસ મળી શકતો નથી. ચરક, સુશ્રુત, વાગ્ભટ વિગેરે પ્રાચિન વૈદ્યક ગ્રંથોમાં તેના વિષે સ્વતંત્ર ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. પરંતુ પ્રજ્ઞાપરાધ એટલે બુદ્ધિપૂર્વક કુદરતી નિયમો વિરૂદ્ધ વર્ત્તન ચલાવી કરેલા અપરાધોના લીધે ઉત્પન્ન થતા સંક્રામક એટલે મહામારી જેવા રોગો વિષે ટુંકામાં કંઇક ઇશારા કરેલા છે. તે ઉપરથી સમજાય છે કે છેક પ્રાચિનકાળમાં પણ કદાચ આવા રોગો ઉત્પન્ન તો થતાજ હશે, પરંતુ તે કવચિતજ ઉદ્ભવતા હશે. અને ઔષધોથી તેઓની જોઇએ તેવી શાન્તિ નહિ થતી હોય. જેથી આવા રોગોને શારીરિક દોષોથી ઉત્પન્ન થતા માનવાને બદલે પાપમૂલક એટલે કુદરતી ધર્મ વિરૂદ્ધ અધાર્મિક વર્ત્તન ચલાવી મનુષ્યોએ વ્હોરી લીધેલા ઇશ્વરી કોપના લીધે ઉત્પન્ન થતા માની ઔષધાદિકની સહાયતા લેવા કરતાં મનુષ્યો પુણ્યભેષજ અર્થાત્ યજન, યાગાદિક ધર્મકાર્યો કરવામાં વિશેષ પ્રવૃત્તિ કરતાં હશે. જેથી ચિકિત્સા શાસ્ત્રોમાં તેઓ વિષે વિશેષ વિવેચન નહિ કરવામાં આવ્યું હોય. અને તેથી આ દેશમાં પ્લેગની શરૂઆત થયાનો જુનામાં જુનો ઇતિહાસ જે મળી આવે છે તે એ છે કેઃ—

ઇ. સ. ના ચૌદમા સૈકામાં પૂર્વના દેશોમાં જે પ્લેગ ચાલવાથી એકલા ચીનમાંજ તેર કરોડ મનુષ્યોનો નાશ થયો હતો. એજ પ્લેગનો ચેપ આ દેશમાં પણ દાખલ થઇ ૧૩૪૫ થી ૧૩૯૯ સુધી ચાલ્યો હતો.

ઇ. સ. ના પંદરમા સૈકામાં એટલે ૧૪૩૮ માં તેમજ સોળમા સૈકાના ૧૫૭૪ થી ૧૫૯૫ સુધીના સમયમાં ફરીથી આ રોગની સ્વારી આવી હતી.

ઇ. સ. ના ૧૭ મા સૈકામાં એટલે ૧૬૧૧ થી ૧૬૧૮ સુધી આ દરદનો સખ્ત ઉપદ્રવ ફાટી નિકળ્યો હતો. આ વખતે જહાંગીર બાદશાહનો રાજ્ય અમલ હતો.

**આ પ્લેગના સંબંધમાં એક મુસલમાન લેખકે લખેલું છે કેઃ—**

એક દિવસ પ્રાતઃકાળમાં વાયુના સ્થંભ જેવી આકૃતિ વાળો કંઇક પદાર્થ જોવામાં આવ્યો, અને ત્યારપછી કેટલાએક સમય સુધી એ સ્તંભ દરરોજ અડધો કલાક દેખાવ દેતો હતો. આ સ્તંભ દેખાયા પછી એજ દિશામાં સોળ દિવસ સુધી એક વિચિત્ર નક્ષત્રનો ઉદય થયો હતો. આ નક્ષત્ર તેજસ્વી હોવા છતાં તેની બે, ત્રણ લાંબી પુંછડીઓમાં તેજ નહોતું. આ નક્ષત્ર દેખાયા પછી તરતજ પ્લેગનો ઉપદ્રવ શરૂ થયો, અને પ્રથમ ઉંદરો ઉપર અસર થઇ મનુષ્યોમાં લાગુ પડયો.

આ વખતે એટલે ઇ. સ. ૧૬૧૮ માં આગ્રામાં સખ્ત પ્લેગ ચાલવાથી જહાંગીર બાદશાહ ત્યાંથી નીકળીને અમદાવાદમાં આવીને રહ્યો હતો. પરંતુ ત્યાં પણ પ્લેગ શરૂ થવાથી બાદશાહે ક્રોધમાં ભરાઇને અમદાવાદને "બીમારીસ્તાન" એવું નામ આપ્યું.

વળી મી. એડવર્ડટેરી નામનો ઇંગ્રેજ મુસાફર "પૂર્વ હિન્દુસ્થાનની મુસાફરી" નામના પુસ્તકમાં લખે છે કેઃ— સને ૧૬૧૮

ના મે માસમાં આ રોગે અમદાવાદની ભેટ લીધી હતી, અને અમને પણ તેનો સ્વાદ મળ્યો હતો. અમારૂં આખું કુટુંબ આ રોગથી મરણ પામ્યું હતું. જે આ રોગથી મરતું હતું તેની છાતીમાં એક મોટો કાળો ડાઘ પડી જતો હતો, અને તેનું માંસ એટલું બધું ઉષ્ણ થઇ જતું હતું કે તેના શરીર ઉપર હાથ પણ મુકી શકાતો નહોતો.

આ પછી ઈ. સ. ૧૭૦૪ થી સાત સુધી હિન્દુસ્થાનમાં મરકી ચાલ્યા પછી સને ૧૮૧૧–૧૨ માં અમદાવાદમાં ફરીથી મરકીએ દેખાવ દીધો હતો.

આ વખતની મરકીના સંબંધમાં લખતાં સર જેમ્સ ફર્નાક જણાવે છે કે આ સમયે એટલે ઇ. સ. ૧૮૧૧–૧૨ માં ચાલેલી મરકીથી અમદાવાદની વસ્તીનો લગભગ અડધો ભાગ એટલે એક લાખ મનુષ્યો મરણ પામ્યાં હતાં. શબને ઉપાડનાર કોઈ મળતું નહોતું. એટલુંજ નહિ પરંતુ બાળવાની કાડી પણ મળતી નહોતી; જેથી મકાનોનાં છાપરાં તોડીપાડીને મડદાં બાળવામાં આવતાં હતાં, અને આખરે અડધાં બળેલાં મડદાંને સાબરમતીમાં ફેંકી દેવામાં આવતાં હતાં. મડદાં ઉપાડવાનું તેમજ બાળવાનું કામ સ્ત્રીઓ પણ કરતી હતી.

ઇ. સ. ૧૮૩૩ માં કેદારનાથમાં અને ૧૮૩૬ માં જોધપુરના રાજ્યમાં આ રોગ ચાલ્યો હતો.

આ પ્રમાણે જુદા જુદા પ્રસંગે આ દેશમાં પ્લેગની પધરામણી થયા પછી છેવટની પધરામણી ઈ. સ. ૧૮૯૬ માં ચીન તરફથી આગબોટ મારફતે મુંબાઇમાં થઇ હતી. અને ત્યાંથી ક્રમે ક્રમે આખા

આર્યાવર્તમાં પગપેસારો કર્યો હતો. જે તદ્દન નાબુદ ન થતાં હજુ સુધી પ્રસંગોપાત સ્થળે સ્થળે દેખાવ દીધાં કરે છે, અને અસંખ્ય મનુષ્યોને માબાપ વિનાના, ભાઇ ભાંડુ વિનાના, ઇષ્ટ મિત્ર વિનાના કિંવા સ્ત્રી પૂત્ર વિનાના કરી નાખે છે, છતાં જાણે આ દેશ છોડવો ગમતોજ ન હોય ને તેમ વળી આ વર્ષે અધિક ઉત્સાહમાં આવી અનેક મનુષ્યોનું સત્યાનાશ વાળવા માંડયું છે.

આ ઉપાધિથી આ દેશની વસ્તીની કેટલી બધી પાયમાલી થવા પામી છે તે જાણવા સારૂં ઇ. સ. ૧૮૯૬ થી ૧૯૧૦ સુધીમાં તેના ભોગ થઇ પડેલાં મનુષ્યોની મરણ સંખ્યાના ૧૨ વર્ષના આંકડા આ નીચે આપવામાં આવે છે જે ઉપરથી ખાત્રી થશે.

| | | | | |
|---|---|---|---|---|
| સને ૧૮૯૬ ના અકટોબરથી ડીસેમ્બર સુધી. | | | | ૧૭૦૪ |
| ,, ૧૮૯૭ | ... | .. | ... | ૫૬૦૦૦ |
| ,, ૧૮૯૮ | ... | ... | ... | ૧૧૮૦૦૦ |
| ,, ૧૮૯૯ | ... | ... | ... | ૧૩૫૦૦૦ |
| ,, ૧૯૦૦ | ... | ... | ... | ૯૩૦૦૦ |
| ,, ૧૯૦૧ ( દેશી રાજ્યો સુદ્ધાં. ) | | | | ૨૮૭૦૨૭ |
| ,, ૧૯૦૨ | ... | ... | ... | ૫૭૬૩૬૫ |
| ,, ૧૯૦૩ | ... | ... | ... | ૮૮૩૦૭૬ |
| ,, ૧૯૦૪ | ... | ... | ... | ૧૧૪૩૯૯૩ |
| ,, ૧૯૦૫ | ... | ... | ... | ૧૦૬૯૧૪૦ |
| ,, ૧૯૦૬ | ... | ... | ... | ૩૫૬૭૨૫ |
| ,, ૧૯૦૭ | ... | ... | ... | ૧૩૧૫૮૯૨ |

| | | | | |
|---|---|---|---|---|
| ,, ૧૯૦૮ | ... | ... | ... | ૧૫૬૪૮૦ |
| ,, ૧૯૦૯ | ... | ... | ... | ૧૭૮૮૦૮ |
| ,, ૧૯૧૦ | — | ... | ... | ૫૧૧૨૦૨ |
| | | | | ૬૮૮૨૪૦૮ |

આ પ્રમાણે મરકીથી થયેલાં જે મરણો નોંધાયાં છે, તે સિવાય બીજાં પણ કેટલાંએ મરણો આ રોગથી થએલાં હોવાં જોઇએ; પરંતુ તેનો કંઇપણ અડસટ્ટો નિકળી શકે તેમ નથી. કેમકે મરકીથી થયેલાં ઘણાંખરાં મરણો તેના સંબંધિઓએ છુપાવ્યાં હશે. જેથી નોંધવામાં નહિ આવ્યાં હોય એમ માનવાને પણ કારણ છે. અને તેથી કુલ મરણોની સંખ્યા લગભગ પોણો કરોડ પણ થઇ હોય તેમ માનવાને પણ વાંધો નથી. વળી આ સંખ્યામાં સને ૧૯૧૧ થી આજ સુધીનાં મરણોની સંખ્યા ઉમેરવામાં આવે તો એક કરોડ કરતાં પણ વધારે મનુષ્યોનું સત્યાનાશ આ બીમારીએ વાળ્યું છે એવી સહેજ ખાત્રી થયા સિવાય રહેજ નહિ.



# પ્રકરણ બીજું.

## પ્લેગ ઉત્પન્ન થવાનું ભવિષ્ય સુચવનારાં ચિન્હો.

સામાન્ય દૃષ્ટિથી જોતાં જો કે પ્લેગ, દારૂણ દુષ્કાળ, ઘોર યુધ્ધો વિગેરે ઉપદ્રવો અકસ્માત્ ઉત્પન્ન થઇ આવતા હોય એમ સમજાય છે, પરંતુ બારીક દૃષ્ટિથી જોતાં તેમ નથી. કારણ કે આવી આફતો ઉત્પન્ન થવા પહેલાં થોડાક સમય અગાઉ કેટલાંએક ભવિષ્યસૂચક એટલે અગાઉથી ચેતવણી આપનારાં અરિષ્ટો ઉત્પન્ન, થાય છે કે જેઓ ઉત્પાતોના નામે ઓળખવામાં આવે છે.

કુદરતે જે તે વસ્તુઓમાં સ્થાપન કરેલા સ્વભાવિક ધર્મને છોડીને તે તે વસ્તુઓ જ્યારે અકુદરતી ભાવને ધારણ કરે છે ત્યારે તે ઉત્પાતના નામે ઓળખાય છે. આવા ઉત્પાતો અનેક છે, અને તે જે દેશમાં થાય છે ત્યાં દુષ્કાળ, મરકી, ઘોર યુધ્ધો વિગેરે ઉત્પન્ન થઇ દેશ, રાજ્ય કિંવા પ્રજાનો ક્ષય થાય છે.

દેવતાઓની પ્રતિમાઓ અકસ્માત્ હસવા કે રડવા લાગે, ભાગી જાય કે પડી જાય, તેમાંથી લોહી જેવા પ્રવાહીઓ વહેવા લાગે, જળમાં વસનારાં પ્રાણીઓ સ્થળમાં અને સ્થળમાં વસનારાં પ્રાણીઓ જળમાં તેમજ વસ્તીના જીવો વનમાં અને વનના જીવો વસ્તીમાં આવીને વસવા લાગે, ગીધ, કાગડા, મોર, મેડક વિગેરે પ્રાણીઓ રાત્રિએ ભ્રમણ કરવા લાગે, સર્પાદિકને છોડી બીજા જીવો પોતાનાં બચ્ચાંઓનું ભક્ષણ કરે, અન્ય જાતિના પશુ નરો અન્ય જાતિની

માદાઓ સાથે મૈથુન કરવા લાગે, ધર્મનો લોપ થઇ સન્માન નહિ કરવા લાયક દુરાચારી કિંવા પાખંડીઓનો સત્કાર અને શીલ સંપન્ન સાધુ પુરૂષોની અવગણના થવા લાગે, વૃક્ષોમાં પત્રોની જગ્યાએ ફુલો કિંવા ફળો, ફળોની જગ્યાએ પત્રો વિગેરે અવ્યવસ્થા થતી દષ્ટિએ આવે, કુદરતી નિયમ પ્રમાણે વ્યવસ્થિત રીતે પ્રવર્ત્તતી રૂતુઓ અનિયમિત થઇ જાય અને તેથી અનાવૃષ્ટિ કિંવા અતિવૃષ્ટિ થવા લાગે, અયોગ્ય સમયે પ્રચંડ ટાઢ, તાપ કિંવા વર્ષાદ પડવા લાગે, વર્ષનો ઘણોખરો ભાગ મેઘાડંબર છવાએલો રહે, યોગ્ય સમયે જોઇતી ટાઢ, તાપ કિંવા વર્ષાદ ન પડતાં ન જોઇએ ત્યારે પડવા લાગે અને તેથી ભૂતળ ઉપરની હવામાં વિષમપણું થવા લાગે, વૃક્ષો અકાળમાં ફળવા લાગે. ચોમાસાની રૂતુ છોડીને બીજા સમયમાં મેઘ ધનુષ્યો દેખાવા લાગે અને તે સૂર્યના સન્મુખ ન હોય, અકસ્માત્ વૃક્ષો તૂટી પડવા લાગે, પશુ, પક્ષીઓ પોતપોતાનાં બાળકોને ત્યજી દેવા લાગે, જળના બદલે ધૂળ, રક્ત, પાષાણુ, સિંધવ વગેરે અસ્વભાવિક વસ્તુ-ઓની વૃષ્ટિ થાય, વારંવાર ધરતીકંપો થાય, ઉપરાછાપરી ચંદ્ર સૂર્યનાં ગ્રહણ થાય, ધૂમકેતુઓ—પુંછડીઆ તારાઓ ઉદય થાય, વારંવાર વી-જળીઓ પડે, ઉલ્કાપાત થાય, અંધકાર થાય, તારાઓ તુટી પડવા લાગે, દીશાઓ જાણે સળગતી હોય ને તેવી દષ્ટિએ પડે, વાયુ તીક્ષ્ણ—ભયંકર શબ્દયુક્ત વાય, ગ્રહોમાં યુદ્ધ થાય, ખેતીવાડીના પાકો બગડી જાય, તીડ, કીડા, કાતરા, સાપ, ઊંદરો વિગેરે પ્રાણીઓની ઉત્પત્તિ અકસ્માત્ રીતે વધી જાય અને એવાજ બીજા આશ્ચર્યજનક બનાવો ઉપસ્થિત થાય તો તે ઉત્પાતો કહેવાય છે. અને મહામારી મરકી, ઘોર યુદ્ધ, પ્રજા ક્ષય, દારૂણ દુષ્કાળ કિંવા એવાંજ બીજાં ઘોર

અરિષ્ટો નજીકમાં આવવાનાં ભવિષ્યસૂચક ચિન્હો એટલે આગળથી ચેતવણીઓ છે.

આવી જાતની ઉપાધિઓ ઘણુંકરીને એક બીજાસાથે સંબંધ ધરાવે છે, અને તેથી તેઓ પૈકીની જ્યારે એકાદ દર્શન દેછે, ત્યારે તે સ્વતંત્ર રીતે એકલીજ નહિ વિચરતાં બીજી આપત્તિઓને પણ પોતાની સાથેજ તેડી લાવે છે; અગર તો પોતાનો અમલ પૂર્ણ કરવાની પૂર્વેજ બીજી આફતને ચાર્જ સોંપે છે. ઉદાહરણ તરીકે મરકી જેવા એકાદ ઉપદ્રવે પ્રથમ દર્શન દીધા પછી થોડાજ સમયમાં દુષ્કાળ, કોલેરા, ત્રિદોષ વિગેરે મહા અનર્થકારક ઉપાધિઓ અનુક્રમે સ્થાન લેછે. અને આ રીતેજ સને ૧૮૯૬ માં મરકી શરૂ થઇ તે પહેલાં બે, ત્રણ વર્ષ અગાઉ અતિ વૃષ્ટિ, હિન્દુ મુસલમાનનું પ્રચંડ હુલ્લડ વિગેરે ઉત્પાતો થયા હતા, તેમજ મરકી શરૂ થયા પછી નામદાર મહારાણીનું મરણ, છપ્પનીઆ જેવો દારૂણ દુષ્કાળ, કોલેરા, તીડ વિગેરે ઉત્પાતો ભોગવાઇ ચૂકયા છે. એટલુંજ નહિ પરંતુ ચાલુ સાલની મરકી શરૂ થતા પહેલાં પણ ઘોર યુદ્ધ, રૂતુઓની અનિયમિતતા, અતિ વૃષ્ટિ વિગેરે ઉત્પાતોની આપદા ભોગવાઇ ચુકી છે.



# પ્રકરણ ત્રીજું.

## પ્લેગ ઉત્પન્ન થવાનાં કારણો.

પ્લેગની ઉત્પત્તિનાં કારણો વિષે ઘણાએક મતભેદ પડે છે, જેઓ પૈકી મૂખ્ય આ પ્રમાણે છે.

ઊંદરોમાં પ્લેગ લાગુ પડી પછી તે બીજાં પ્રાણીઓમાં કેવી રીતે ફેલાય છે? તે સબંધિ શોધ ખોળ માટે નીમાએલી મુંબાઇ સરકારની સલાહકારક કમિટિએ સને ૧૯૦૫ થી ૧૯૦૯ સુધી ચલાવેલી શોધના પરીણામનો રિપોર્ટ બહાર પડયો છે. તેનો સાર નીચે મુજબ છે.

(૧) મનુષ્યોમાં જે પ્લેગ ફેલાય છે, તે પ્લેગની સાથે ઘણું ભાગે ગાંઠ હોય છે; અને મનુષ્યોની અંદર આ રોગ પ્લેગવાળા ઊંદરોમાંથી સીધી રીતે આવે છે. ઊંદરોમાં પ્લેગ ચાલ્યા પછી એક પખવાડીએ મનુષ્યોમાં પ્લેગ શરૂ થાય છે. ઊંદરો સિવાયના બીજા કોઇ પણ પ્રાણી દ્વારા મનુષ્યોમાં પ્લેગ ફેલાયાનો કાઇ પણ પુરાવો મળતો નથી.

(૨) ઊંદરોમાં પ્લેગ શી રીતે ફેલાય છે તે વિષે એવું સાબિત થયું છે કે:—

(એ) ઊંદરોના ચાંચડો પ્લેગવાળા ઊંદરોનું લોહી ચુસીને તે લોહી બીજા ઊંદરોમાં ફેલાવે છે. પ્લેગવાળા ઊંદરોના લોહીમાં પ્લેગના જંતુઓ હોય છે, જે ચાંચડોની હોજરીમાં વૃદ્ધિ પામે છે;

અને પ્લેગવાળું લોહી શરીરમાં દાખલ થયા પછી ત્રણ આડવાડીએ તે ચાંચડો પ્લેગના ચેપને બીજા ઊંદરોમાં લેઇ જાય છે. વળી પ્લેગથી મુએલા ઊંદરોને બીજા સારા ઊંદરો કાપી ખાય છે, અને એમ પ્લેગથી મુએલા ઊંદરોના શરીરમાં પ્લેગના પુષ્કળ જંતુઓ હોય છે, જે બીજા સારા ઊંદરોને લાગુ પડે છે. જેથી આકુળ વ્યાકુળ થઇ તેવા ઊંદરો ઠામ, ઠામ નાસભાગ કરતા મરણ પામે છે, અને ઘેરાઘેર પ્લેગનું ઝેર ફેલાવે છે.

(બી) જો પ્લેગ લાગુ પડેલા ઊંદરોને તનદુરસ્ત ઊંદરોથી અલગ પુરી રાખવામાં આવે તો પ્લેગ ફેલાવા પામતો નથી. કારણ ચાંચડો બીજા ઊંદરોમાં જઇ શકતા નથી. રોગવાળા ઊંદરોમાંથી ચાંચડો ફેલાવાને લીધેજ તનદુરસ્ત ઊંદરોમાં આ રોગ ફેલાય છે, અને એ ચાંચડોના બળ પ્રમાણેજ પ્લેગ સખ્ત કે નરમ રૂપમાં ચાલુ થાય છે.

એટલા માટે કમીટી એવા મત ઉપર આવી છે કે સારા ઊંદરોમાં પ્લેગનો ફેલાવો પ્રથમ પ્લેગ લાગુ પડેલા ઊંદરોના ચાંચડોથીજ થાય છે.

(૩) મનુષ્યોમાં પ્લેગનો ફેલાવો એવી રીતે થાય છે કેઃ—

(એ) બ્યુબોનિક પ્લેગ એટલે ગાંઠવાળી મરકી સીધી રીતે એક મનુષ્યમાંથી બીજા મનુષ્યને લાગુ પડતી નથી. પ્લેગની હોસ્પીટાલોમાં પ્લેગના દરદીઓની સારવાર કરનારાઓને પ્લેગ લાગુ પડયાના બનાવો બન્યા નથી. પરંતુ—

(બી) મનુષ્યોમાં લાગુ પડતી ખરી મરકી હમેંશાં ઊંદરોમાં

લાગુ પડતી મરકી સાથે સબંધ રાખે છે. ઉંદરોમાં ફેલાતો આ રોગ ઉંદરના ચાંચડાની મોટી સંખ્યા ઉત્પન્ન કરે છે, અને ઉંદરો મરવાથી આ ચાંચડો મનુષ્યોના શરીર ઉપર આવે છે.

(સી) ઉંદરોના ચાંચડો ઘણું કરીને ઉંદરોની ગેર હાજરીમાંજ મનુષ્યોને કરડે છે.

(ડી) પ્લેગના જંતુઓવાળા ઉંદરોના ચાંચડો પ્લેગવાળા ઘરોમાંથી પકડી લીધા હોય કિંવા નાશ કર્યો હોય, તો પ્લેગનો ફેલાવો ઓછો કરી શકાય.

(ઇ) જો કે ઢોર, ઘોડાં, કુતરાં અને મરઘાઓને પ્લેગ થતો નથી, પરંતુ પ્લેગ લાગુ પડે તેવાં પ્રાણીઓ જેવાકે વાંદરાં, માંકડાં, ડુકરો વિગેરેને પ્લેગના ચેપવાળા સ્થળમાં રાખવામાં આવે તો તેઓને પ્લેગ લાગુ પડે છે. છતાં એવા સ્થળે પણ જો તેઓનું ચાંચડોથી રક્ષણ કરવામાં આવે તો તેઓ પ્લેગથી મુક્ત રહી શકે છે.

(એફ) મરકીના ફેલાવાની બીજી સંભવિત રીતોનો અનુભવ લેવાના વિચારથી કમીટીએ બીજા પણ સંખ્યાબંધ પ્રયોગો કરી જોયા છે, અને તેથી માલમ પડયું છે કેઃ—

ડુકર, વાંદરાં, ઉંદરો વિગેરે પ્રાણીઓ કે જેઓને પ્લેગ લાગુ પડી શકે છે, તે જાતનાં નિરોગી પ્રાણીઓને બીજાં મરકીવાળાં પ્રાણીઓ સાથે રાખવામાં આવે અને જો કે એ પ્લેગ વિનાનાં પ્રાણીઓ પ્લેગવાળાં પ્રાણીઓના મળથી અતિશય બગડેલી જમીન ઉપરથી પોતાનો ખોરાક લે, તોપણ જો તે જગ્યામાં ચાંચડો ન હોય તો એકની મરકી બીજાને લાગુ પડતી નથી.

કુક્કરો વિગેરે પ્લેગનો ભોગ થઇ પડવાને લાયક પ્રાણીઓને પ્લેગના ખોરાકથી લીંપેલી જમીન ઉપરનો ખોરાક ખવડાવવામાં આવ્યો તોપણુ તેઓને મરકી લાગુ પડી નહોતી.

પ્લેગવાળા દરદીના મળમાં પ્લેગના જંતુઓ હોય છે, અને તેથી પ્લેગવાળા દરદીનું બિછાનું વિગેરે પ્લેગના જંતુવાળા મળ, મૂત્રથી બગડેલું હોય છે, છતાં એ બિછાના ઉપર જેમને પ્લેગ જલદી લાગુ પડી શકે એવાં પ્રાણીઓને ખવડાવવાથી કે સુવાડવાથી પણ એ મળ, મૂત્ર ચેપી હોય એમ માલુમ પડેલું નથી.

એટલા માટે કમીશન એમ ધારે છે કે આ રોગનો ચેપ મનુષ્યોને એક બીજા મારફતે કિંવા પ્લેગ લાગુ પડેલા બીજા પ્રાણીના સ્પરાશમાં આવેલા ખોરાક, બિછાનાં કે મળ, મૂત્ર મારફતે લાગુ પડતો નથી. જો કે આ દરેકમાં જંતુઓતો હોય છે, પરંતુ તે બીજા મનુષ્યને ઉપદ્રવ કરી શકે તેવી બળવાન્ હાલતમાં હોતા નથી. અને તેથી આ રોગ પ્લેગ લાગુ પડેલા ઉંદરોના ચાંચડા મારફતેજ મનુષ્યોને લાગુ પડે છે.

(૪) પ્લેગના ફેલાવા માટે અનુકુળ ૠતુ કઇ છે, તે વિષે કમીટી નીચેના અભિપ્રાય ઉપર આવી છે.

(એ) સામાન્ય સ્થિતિમાં મનુષ્યો, વાંદરાં, માંકડાં, કુક્કરો, ઉંદરો અને ચાંચડાના શરીરની બહાર વસીને પ્લેગનાં જંતુઓ વધારે વખત સુધી જીવી શકે કે કેમ ? એ વિષે કમીટીને કંઇ પણ પુરાવો મળ્યો નથી.

(બી) પ્લેગની ખાસ ૠતુ કઇ તેનો નિર્ણય થયો નથી, કેમ

કે મોટાં શહેરોમાં પ્લેગ આખું વર્ષ કાયમ રહી શકે છે; અને ચોમાસાની રૂતુ સિવાય પણ મનુષ્યોમાં તથા ઉંદરોમાં તીક્ષ્ણ પ્લેગના કેસો બનતા જોવામાં આવે છે.

(સી) ગામડાઓમાં આવો બનાવ ક્વચિત અપવાદ તરીકેજ હોય છે, એટલે મોટાં શહેરોની માફક ત્યાં પણ પ્લેગ જાથુ રહી શકે છે એવો સંતોષકારક પુરાવો મળ્યો નથી,—ગામડાઓમાં દર વર્ષે પ્લેગનો ઉપદ્રવ થવાનું સંભવિત કારણ બહારથી આવેલો ચેપજ હોય છે.

(ડી) એવો કંઇ પણ પુરાવો મળતો નથી કે ઊંદરો પોતાની મેળેજ દુરનાં સ્થળો સુધી જઇને પ્લેગનો ફેલાવો કરે છે. ઘણું કરીને તેઓ તો નજીકના સ્થળોમાંજ ચેપ લઇ જાય છે. પરંતુ જે પ્લેગ એક દેશમાંથી બીજા દેશમાં આવેલો હોય છે તે ઘણું કરીને મનુષ્યોનાં શરીર મારફતેજ આવેલો હોય છે. વળી વેપારની ચીજો મારફતે પણ ઊંદરો તથા ચાંચડો ઇમ્પોર્ટ થાય છે એટલે એક દેસથી બીજા દેશમાં જાય આવે છે.

મુંબઈ સરકારે નિમેલા કમીશનના આ અભિપ્રાયથી સમજાય છે કે પ્લેગનો ઉપદ્રવ ચાલવાનું કારણ એક જાતના જંતુઓ છે, કે જે જંતુઓ પ્રથમ ઊંદરોને લાગુ પડે છે, અને તેઓના રક્તમાં, મળ, મૂત્ર અને કફમાં તેમજ તેઓને થતી ગાંઠોમાં પણ પ્રસરી જાય છે. આવા ઊંદરોમાં ચાંચડો ઘણા થાય છે, જેઓ આ ઉંદરોનું લોહી ચુસે છે, જેથી તે રૂધિર મારફત તેઓના શરીરમાં જંતુઓ દાખલ થઇ તેઓની હોજરીમાં વધે છે. પછી એ ચાંચડો મનુષ્યોને દંશ મારી તેઓમાં પ્લેગના જંતુઓ દાખલ કરે છે, અને એ રીતે

મનુષ્ય જાતિમાં પ્લેગ ફેલાય છે; જેથી એવા ઊંદરોને જો હરકોઇ રીતે ઓછા કરવામાં આવે તો પ્લેગનો ફેલાવો થતો અટકાવી શકાય એમ ધારી પ્લેગથી મુવેલા કિંવા પ્લેગ લાગુ પડેલા ઊંદરોને પકડીને બીજા દુરના સ્થળે ફેંકી દેવા, મારી નાંખવા કિંવા બાળી મુકવા સેંકડો રૂપીઆના ભોગે પ્રયત્ન કરવામાં આવે છે. અને એ રીતે ઊંદરોનો નાશ થવાથી તેઓના શરીર સાથે સંબંધ ધરાવતા ચાંચડોનો પણ નાશ થઇ તેઓની મારફતે પ્રસરતા પ્લેગના જંતુઓનો ઉપદ્રવ ઓછો થાય એ માનવા યોગ્ય છે. પરંતુ એ ઊંદરોને પણ લાગુ પડયા સિવાય હવા કિવાં ભૂપૃષ્ટપર સંચિત થઇ રહેલા તેમજ પ્રતિદીન નવિન ઉત્પન્ન થતા મૂળ જંતુઓનો નાશ થાય કે કેમ? એ વિચારવા જોગ છે. અને તેથી એમ ઊંદરો અને ચાંચડોનો નાશ કરવા છતાં પ્લેગનો ઉપદ્રવ બંધ થાય છે કે કેમ? તે વિષે **કલકત્તાની મ્યુનિસિપાલીટીના હેલ્થ ઓફીસર ડૉકટર ક્રેકે લાંબા સમય સુધી અનુભવ લેઇ હાલમાં એવો અભિપ્રાય જાહેર કર્યો છે કે:—**

એ વાત તો સારી પેઠે જાણીતીજ છે કે મેડીકલ ખાતાના પ્રોફેસર સાહેબોની સલાહ પ્રમાણે લાખો ઊંદરોનો નાશ કરવામાં આવ્યો છે, કે જે સાહેબોએ ઊંદરોને પ્લેગનો ચેપ એક સ્થળેથી બીજા સ્થળે લેઇ જનારા માન્યા હતા. લગભગ વીશ વર્ષો સુધી આવી ભૂલ થયા પછી હાલમાં કેટલાએક મેડીકલ અમલદારો તરફથી શોધી કઢાયું છે કે પ્લેગના ફેલાવા સાથે ઉંદરોને કંઇ પણ સબંધ નથી. આ અમલદારો પૈકી એક તો કલકત્તા મ્યુનિસિપાલ કોરપોરેશનના હાલના હેલ્થ ઓફીસર ડૉકટર ક્રેક છે. કે જેઓ બીજાં કેટલાંએક કારણો સાથે નીચેનું મજબુત કારણ આપી ઊંદરોનો નાશ કરવાની રીતનું ખંડન કરવાને મજબુત આગ્રહ કરે છે.

જો કે ઊંદરોનો નાશ કરવાથી પ્લેગનો ફેલાવો થતો અટકાવી શકાય એમ મનાય છે. પરંતુ ઘણા ખરા જીલ્લાઓમાં પ્લેગથી બનતા કેસો અને ઊંદરોનો નાશ કરવાને માટે કરવામાં આવેલો પ્રયત્ન એ બન્ને વચ્ચે કંઇ પણ સબંધ રહ્યો નથી.

દાખલા તરીકે ચોથો વિભાગ કે જ્યાં ઊંદરો પકડવાનું કામ ઘણાં વર્ષોથી થતું નથી, ત્યાં પ્લેગ મજબુત રીતે નબળો પડયો છે; ત્યારે પ્રથમ વિભાગ કે જ્યાં છેલ્લાં પાંચ વર્ષોથી અખંડ રીતે પ્રયત્ન જારી રાખી પચ્ચીસથી એંશીટકા સુધી કુલ ઊંદરોનો નાશ કરવામાં આવ્યો હતો, ત્યાં આગળ પ્લેગથી થતાં મરણોની સંખ્યા ઇ. સ. ૧૯૦૯ ની માફક ૧૯૧૨ માં પણ મોટાજ પ્રમાણમાં હતી. જો કે સને ૧૯૦૯ કરતાં આ વર્ષમાં બેવડા ઊંદરોનો નાશ કરવામાં આવ્યો હતો. તેવીજ રીતે બીજા વિભાગમાં સને ૧૯૧૧ કરતાં ૧૯૧૨ માં ત્રણગણા ઊંદરોનો નાશ કરવામાં આવ્યો હતો તો પણ ૧૯૧૧ કરતાં બારમાં મરણોની સંખ્યા વધારે પ્રમાણમાં થઈ હતી.

આ ઉપરથી ઊંદરો મારવાની રીતને ખંડન કરવાનો સવાલ કારપોરેશનની હેલ્થ કમિટિ આગળ નિર્ણય થવાને માટે આવવાથી, કેટલોએક વાદવિવાદ ચાલ્યા પછી નિશ્ચય કરવામાં આવ્યો કે:—ઊંદરો મારવાનું કામ તો હાલની માફક જો કે આગળ ઉપર પણ શરૂ રાખવું જોઇએ. પરંતુ આ ઘોટાળાનો વધારે ખાત્રી લાયક રીતે નિર્ણય થવાને હેલ્થ ઓફીસરને વિનતિ કરવી જોઇએ. કેમકે એ વાત તો સ્પષ્ટજ છે કે માત્ર કલકત્તાનાં મનુષ્યોના પ્રાણ રક્ષણની આવશ્યકતાનોજ આ પ્રશ્ન નથી, પરંતુ આખા આર્યાવર્ત બલ્કે આખી અર્વાનના હિતનો પ્રશ્ન છે. કારણ કે જ્યાં જ્યાં પ્લેગ પ્રચંડ રીતે

ચાલે છે, ત્યાં ત્યા ઊંદરોને મારવાને અઢળક રકમ ખર્ચાય છે. એવું માનીને કે તેઓ પ્લેગના જંતુઓને એક સ્થળેથી બીજા સ્થળે લેઇ જવાનું કામ કરે છે. અને તેથી આવા સંજોગો વચ્ચે ભવિષ્યમાં કેવી રીતે કામ કરવું તે બદલ સલાહ આપવાને ડૉકટર કેક શું નિર્ણય કરે છે તે જાણવાને કમિટિ કુદરતી રીતેજ આતુર રહેશે.

માત્ર ઊંદરો અને તેઓના શરીર ઉપર ઉત્પન્ન થતા ચાંચડોજ પ્લેગનો ચેપ એક સ્થળેથી બીજા સ્થળે લેઇ જાય છે, અને તેથી તેઓનો નાશ કરવાથી ચેપ આગળ વધતો અટકે છે એવી માનીનતામાં આ હકીકતથી મતભેદ ઉત્પન્ન થાય છે. અને તેથી એવી શંકાને સ્થાન મળે છે કે ચાંચડોના સાધન સિવાય સીધી રીતે પણ કદાચ પ્લેગના જંતુઓ મનુષ્યોમાં દાખલ થઇ શકે. ઊંદરોનાં શરીરો સિવાય હવા કે ભૂપૃષ્ટ ઉપર પણ તેઓ લાંબો વખત જીવી શકે, અને પોતાની જાતેજ એટલે ઊંદરો અને ચાંચડોના સાધન સિવાય બીજા કોઇ અન્ય સાધન મારફતે પણ તેઓ એક સ્થળેથી બીજા સ્થળે જઇ શકતા હશે; કિંવા જેવી રીતે એકાદ સ્થળે પ્રથમ ઉત્પન્ન થયા હોય, તેવાંજ કારણોને લેઇ બીજા સ્થળે પણ કુદરતી રીતેજ ઉત્પન્ન થઇ શકતા હશે.

આ મતભેદમાં સત્ય શું રહેલું છે, તેનો નિર્ણય થવાને હજુ ભવિષ્યમાં વિશેષ શોધખોળ કરવાને નામદાર સરકારને વિનતિ કરી આજકાલના વિદ્વાન્ ડૉકટરોનો આ બાબતમાં શું અભિપ્રાય છે તે તપાસવાને આપણે જરાક દૃષ્ટિ કરીએ.

જાપાનના પ્રખ્યાત ડૉકટર કીટાસોટોએ શોધી કાઢયા મુજબ પ્લેગનું ખરૂં કારણ Bacillus Pestis બેસીલસ પેસ્ટીસ નામના એક જાતના જંતુઓ છે, એ વાત આજકાલના દરેક ડૉકટરો કબુલ

કરે છે. અને વળી એ વાત પણ કબુલજ કરે છે કે આવી જાતના જંતુઓ ઉત્પન્ન થવાનું મૂળ કારણ એક પ્રકારની ઝેરી હવા છે. જે સ્થળે અત્યંત મલીનતા, દુર્ગંધ, અને અંધારૂં રહી સૂર્યના પ્રકાશની તાણ પડે છે, તેવા સ્થળની હવા ઝેરી બની આ જાતના જંતુઓને જન્મ આપે છે, અને પછી તેઓ ઝડપબંધ ચોગરદમ પથરાઇ જાય છે. અને દુર્ગંધીવાળી અંધારી જગ્યાઓ જેવી કે ઘરની મોળીઓ, ખાળ, ગટરો, પાણીઆરાં, કાઠી ભરવાના ઓરડા, જાજરૂ વિગેરે કે જ્યાં પુરતો તડકો આવી શકતો નથી, તેમજ હમેશાં ભેજ કે ગંદકી કાયમ રહે છે, ત્યાં ભરાઇ રહી એકદમ વૃદ્ધિ પામે છે. પુરતા અજવાળાવાળી જગ્યા કે તડકામાં આ જંતુઓ ઘુવડની માફક જઇ શકતા નથી. પરંતુ ગંદકી અંધારૂં અને ભેજનો આશ્રય કરીને રહે છે. આવી જગ્યાઓ ઘરમાં ઘણા ભાગે ખુણેખોચરે હોય છે. અને તેથી ઊંદરો, કોળ અને ખીસકોલીઓ જેવાં જાનવરો કે જેઓ ઘણા ભાગે ઘરના ખુણાખોચરાઓમાંજ રહે છે, તેઓને એકદમ લાગુ પડે છે. આ જંતુઓ આંખથી દેખી શકાતા નથી. પરંતુ ઊંદરો, કોળ, અને ખીસકોલીઓનું ગાંડ નિકળીને જથાબંધ મરવું એજ તેઓ ઉત્પન્ન થયાની ચેતવણી છે. આવી રીતે મુએલા ઊંદરોને બીજા સાજા ઊંદરો ફોલી ખાય છે, જેથી મુએલા ઊંદરોના રૂધિર, માંસ વિગેરેમાં રહેલા જંતુઓ તેમના શરીરમાંપણ દાખલ થવાથી તેઓને પણ પ્લેગ લાગુ પડી મરી જાય છે. વળી એ ઊંદરોને બીજા ઊંદરો ફોલી ખાય છે, અને તેથી તેઓને પણ પ્લેગ લાગુ પડવાથી આમતેમ નાસભાગ કરી આખરે મરી જાય છે. અને એ રીતે પ્લેગનો ચેપ ચોગરદમ ફેલાય છે.

આ સિવાય નીચેનાં સાધનો પણ પ્લેગનો ફેલાવો થવામાં સહાયભૂત થાય છે.

( ૧ ) ઊંદરોના શરીર ઉપર સ્વભાવિક રીતે જ ચાંચડાનો વાસ વિશેષ હોય છે. આ ચાંચડો પ્લેગદુષિત ઊંદરોનું લોહી ચુસે છે, જેથી તેઓના શરીરમાં પ્લેગના જંતુઓ દાખલ થઇ તેઓની હોજરીમાં વધે છે. પછી જ્યારે આ ચાંચડો બીજા ઊંદરો કિંવા મનુષ્યોને દંશે છે ત્યારે તેઓના દંશદ્વારા પ્લેગના જંતુઓ બીજા પ્રાણીમાં પ્રવેશ થવાથી તેને પ્લેગ લાગુ પડે છે.

( ૨ ) પ્લેગના જંતુઓ જો કે અજવાળા વખતે ઘરની બહાર જઇ શકતા નથી, પરંતુ રાત્રિના સમયે બહારની બાજુ જમીનઉપર તેમજ હવામાં સંખ્યાબંધ રીતે પથરાઇ રહે છે, અને તેથી તેવા સમયે ત્યાં આગળ જે જે પ્રાણીઓ તેઓના સબંધમાં આવે છે તેઓને તે લાગુ પડી જાય છે.

આ રીતે આ રોગ જેમ ઊંદરો, ખીસકોલીઓ વિગેરે પ્રાણીઓની મારફતે લાગુ પડે છે. તેવીજ રીતે કોઇપણ બીજા પ્રાણીની સહાયતા વિના સ્વતંત્ર રીતે પણ લાગુ પડી શકે છે, પરંતુ એમ આપોઆપ પ્રસરનારા રોગનો પ્રચાર ઘણોજ ધીમો અને અનિયમિત હોય છે. કારણકે પ્લેગના જંતુઓ હવા સાથે લાંબે સુધી ઉડી જઇ શકતા નથી.

## પ્લેગના જંતુઓ બીજા પ્રાણીના શરીરમા દાખલ થવાનાં દ્વારો.

ચાંચડોના દંશ સિવાય બારોબાર સીધી રીતે લાગુ પડનારાં પ્લેગનાં જંતુઓ મુખ્યત્વે કરીને જે રસ્તે દાખલ થઇ શકે છે તે આ મુજબ છે—

(૧) પ્લેગના જંતુઓવાળા સ્થળની હવાનો શ્વાસ લેવાથી કિંવા પ્લેગનો દરદી શ્વાસ મૂકે, ખાંસી ખાય, છીંક કિંવા બરાડા પાડે તેનાં ભીનાં રજકણો સારવાર કરનાર કિંવા જોવા આવનારના શ્વાસો શ્વાસમાં જાય તે મારફતે પણ જંતુઓ સારા મનુષ્યના શરીરમાં દાખલ થાય છે. આવા પ્રકારનો ભય ઘણું કરીને ન્યુમોનિક એટલે ફેફસાંના સોજા સાથેના પ્લેગમાં વિશેષ રહે છે.

(૨) હાથ, પગ કિંવા શરીરના કોઇપણ ભાગ ઉપર જખમ, ઉઝરડો કે કાપો પડેલો હોય, ચાંદી, ઘા, કે ગડગુમડું થયું હોય કિંવા ચામડી સહેજ છોલાએલી હોય તો તે મારફતે પણ પ્લેગના જંતુઓ લોહીમાં પ્રવેશ કરે છે.

(૩) પ્લેગના જંતુઓ હવામાં ઊંચે સુધી ઊડી નહિ શકતાં ઘણા ભાગે જમીન ઉપરજ પથરાઇ રહે છે, અને તેથી જોડા પહેર્યા સિવાય ઉઘાડા પગે હરવા ફરવાથી પગનાં તળીઆં દ્વારા પણ પ્લેગના જંતુઓ લાગુ પડવાનો વિશેષ સંભવ છે.

(૪) પ્લેગના જંતુઓ ઘણા ભાગે મલિન ચીજો ઉપર વિશેષ રહે છે, અને તેથી કોહી ગએલો અગર બગડી ગયેલો ખોરાક અગર પાણી વાપરવાથી પણ તેઓ લાગુ પડે છે.

(૫) શરીરની બ્હારની ચામડી ઉપર જે પરસેવો નિકળવાનાં છિદ્રો છે, તેઓ જ્યારે ટાઢના લીધે અથવા તો ભયની કંપારીને લીધે કંપીને પહોળાં થાય છે; ત્યારે તેઓ દ્વારા પણ જંતુઓ પ્રવેશ કરે છે.

## પ્રાચિન આયુર્વેદાચાર્યોનો અભિપ્રાય.

આજકાલના સુધરેલા મનાતા જમાનાની સુધરેલી શોધ ખોળો મુજબ પ્લેગ ઉત્પન્ન થવામાં તેમજ પ્રસરવામાં જે કારણો પ્રમાણુભૂત મનાય છે, અગર તો તેમાં જે કંઇ મતભેદ ચાલે છે તેનું આવશ્યકીય વર્ણન આપવામાં આવ્યું. હવે પ્રાચિન મહર્ષિઓનો મત કે જે આજકાલના સુધરેલા જમાનાની શોધખોળ ઉપર વિશ્વાસ રાખનારાઓના અંતઃકરણમાં તો સ્થાન નહિ લેઇ શકે, પરંતુ પ્રાચિન ફીલોસોફીના આસ્તિકોને કંઇક માર્ગદર્શક થઇ પડશે, એમ ધારી તે વિષે પણ પ્રસંગને લેઇ કંઇક દિગ્દર્શન કરીએ.

આખાં આર્યાવર્ત ઉપરાંત યુરોપ અને અમેરિકાના વિદ્વાનોએ પ્રમાણભૂત માનેલા ચરક સંહિતા નામક પ્રાચિન વૈદ્યક ગ્રંથના પ્રણેતા મહર્ષિ ચરકાચાર્ય આવાં દરદોની ઉત્પત્તિના સંબંધમાં જણાવે છે કે "પ્રજ્ઞાપરાધ" એટલે કુદરતી ધર્મો-કર્મો-નિયમોનો ત્યાગ કરી મનુષ્યો જ્યારે સ્વચ્છંદપણે અધર્માચરણમાં પ્રવૃત્ત થઇ ઇશ્વરી કોપ વ્હોરી લે છે, ત્યારે તેઓનાં એ દુષ્ટ કૃત્યોનાં ફળો સ્વરૂપે ભોગવવાને કુદરત તરફથી નિર્માણ થનારી આપદાઓના ભાવિ સૂચન-અગાઉથી ચેતવણી તરીકે કુદરત પોતાના નિયમોમાં અવ્યવસ્થા પેદા કરે છે, જેથી અનાવૃષ્ટિ, અતિવૃષ્ટિ, ટાઢ, તાપ વિગેરેની અનિ-

ધમિતતા કિંવા બીજા ઉત્પાતો ઉત્પન્ન થવા લાગે છે, છતાં પણ મનુષ્યો જ્યારે પોતાનાં એવાં આચરણોને નથી છોડતાં ત્યારે એવા ઉત્પાતો એટલે કુદરતી નિયમોની અવ્યવસ્થાને લીધે પવન, પૃથ્વિ, પાણી વિગેરે તત્ત્વોમાં વિષમપણું પેદા થઇ મરકી, કોલેરા, દુષ્કાળ વિગેરે આપત્તિઓ તેઓને શિક્ષા દેઇ શુદ્ધ કરવાને માટે આવી પ્રત્યક્ષ થાય છે. સુવર્ણ જ્યાંસુધી અશુદ્ધ હોય છે, ત્યાં સુધીજ તેને અગ્નિ, તેજાબ વિગેરેના દાહની અને ઘણના પ્રહારની આપદા ભોગવવી પડે છે, પરંતુ શુદ્ધ થયા પછી જેમ કંઇપણ યાતના સહન કરવી પડતી નથી, તેવીજ રીતે માનવ જાતિ પણ જ્યાંસુધી અધર્માચરણમાં પ્રવર્તે છે, ત્યાં સુધીજ આવી આફતોથી તે ઘેરાય છે, પરંતુ નિર્મળ અંતઃકરણવાળી થયા પછી તેને કંઇપણ ઉપાધિ સ્પર્શ કરી શકતી નથી. પ્રાચિન ઇતિહાસ તરફ દૃષ્ટિ કરીએ છીએ તો સહેજ સમજાય છે કે રામચંદ્ર, નળ વિગેરેના રાજ્ય સમયમાં જ્યારે રાજા–પ્રજા બન્ને પવિત્ર જીવન ગાળતાં હતાં, ત્યારે અકાળ મૃત્યુ, દુષ્કાળ, ઘોર વ્યાધિ, દરીદ્રતા કે એવીજ બીજી કોઇ વિકટ વિપત્તિ સ્વપ્ને પણ દર્શન દેતી નહોતી.

## પુરાણોનો અભિપ્રાય.

વળી દેવી પુરાણમાં મહામારીનું એક સ્તોત્ર છે, જેનો સાર એ પ્રમાણે છે કેઃ—

દેવી બોલ્યાં કેઃ—પૂર્વે બ્રહ્માએ મને બોલાવીને કહ્યું કેઃ—હે પુત્રી ! મારૂં વચન સાંભળ અને તેનો આદર સાથે સ્વિકાર કર ! કલિયુગમાં રાજા–પ્રજા દુરાચારી થશે, માટે તું પૃથ્વી ઉપર જઇને

શીઘ્ર મૃત્યુ રૂપ થા! પરાયું ધન હરણ કરનારાઓ, સદા પર સ્ત્રી લંપટ, દેવાલયો તેમજ બ્રાહ્મણોનું ધન હરણ કરવામાં તત્પર તેમજ પરોપકારને તિલાંજલિ આપી હમેંશાં સ્વાર્થની બાજી ખેલી રહેલા એવા લોકોનો તું નિત્ય સંહાર કર! આ પ્રમાણે બ્રહ્માએ તેમજ બીજા દેવોએ આજ્ઞા કરવાથી હું પૃથ્વી ઉપર આવી અને ત્યાંના લોકોને પાપી જોઇને હું ગામે ગામ વસુ છું, અને ત્યાંના પાપી મનુષ્યોનો સંહાર કરીને પાછી બ્રહ્મા પાસે જાઉં છું.

મને આવેલી જોઇને બુદ્ધિમાન્ તથા ધાર્મિક પુરૂષો વિચાર કરીને બરાબર ધર્મયુક્ત વ્યવહાર ચલાવે છે. ઊંદરો મરણ પામવા અને બિલાડાંનું નાશી જવું એ મારા આગમનનું સૂચન છે. માટે

**बिडालायत्र नश्यान्ति यत्र नश्यान्ते मूषिकाः ।**
**स्थानं तत्र परीत्यक्य स्थान शुन्यं च कारयेत् ॥**

જ્યાં આગળ બિલાડાં નાશ પામે છે કિંવા ભાગી જાય છે, અને ઊંદરો મરવા લાગે છે કિંવા આકુળવ્યાકુળ થઇને આમતેમ નાસભાગ કરતા દૃષ્ટિએ પડે છે તે સ્થાનક ત્યજી દેઇને બુદ્ધિમાન્ પુરૂષે તત્કાલ પોતાના કુટુંબને લઇને જંગલમાં જવું, અને ત્યાં ધાર્મિક આચરણ રાખવું. મહાદેવિની શાન્તિ કરવી, મહામંત્રનો જપ કરવો, અને ઉત્તમ સ્તોત્રનો પાઠ કરવો તે એવી રીતે કેઃ—

**ॐ नमो भगवति महामारिके मृत्युरूपिणि सकुटुम्बंमामवस्वाहा ॥**

(હે મૃત્યુરૂપિણિ ભગવતિ મહામારિકા, તને નમું છું. કુટુમ્બ સહિત મારૂં રક્ષણ કરો—સ્વાહા.)

વનમાં જઇને જલાશયના કિનારે વીરાસનથી—એટલે બન્ને પગ ઢીંચણમાં બેવડા વાળી બેસીને બન્ને હાથ ઉંચા કરી તથા મ્હોં નીચું રાખીને આ મંત્રનો હજારો વાર જપ કરવો, તથા ત્યાં ધાતુ, પાષાણ કિંવા માટીની બનાવેલી દેવીની પ્રતિમા સ્થાપીને તથા ધૂપ,દીપ વિગેરે ઉપહાર વડે વિધિ પ્રમાણે પૂજા કરીને પછી હવન કરવું. જુદાં જુદાં અનેક અન્ન સાથે હળદર મેળવીને તેનાથી તેમજ ખેરનાં લાકડાંના સમિધ વડે બ્રાહ્મણોને બોલાવીને પત્ની, પૂત્ર તથા નોકર ચાકર વિગેરે સઘળાં મનુષ્યોએ સાથે બેસીને નિત્ય હોમ કરવો, અને હોમ થઇ રહ્યા પછી જીતેન્દ્રિય બનીને એકાગ્ર મને નીચેનું સ્તોત્ર ભણવું.

नमो देवि महादेवि सर्व शोकं वशं करी ।
सर्वदा सर्वतो मह्यं कृपां कुरु कृपामयि ॥
मेरौ कैलास शिखरे हेमाद्रौ गन्धमादने ।
नित्य प्रिय कृता वासे मद्य मांस बालि प्रिये ।
महासैन्य समायुक्ते सर्व प्राणि विहिंसके ।
सर्वाभिचारिके देवि सर्वत्वं रक्ष सर्वदा ॥
यत्र कुत्र स्थले वापि यस्मिन्कस्मिन्यदा तदा
रक्षमां रक्षमां देवि सपुत्र पशु मृत्युकम् ॥
मंगलं मंगलं देहि महामंगलदायिनी ।
लोकानामभये सर्व मंगले मंगल प्रिये ॥

અર્થ—સર્વ શોકને વશ કરનારી હે મહાદેવી તને નમું છું; હે

કૃપામયી, સર્વ રીતે સર્વદા મારા ઉપર કૃપા કર; નિત્ય મેરૂ, કૈલાસ, હેમાદ્રિ તથા ગંધમાદન જેવા પર્વત ઉપર જેનો પ્રિય વાસ છે, તથા મદ્ય માંસનું બલી જેને પ્રિય છે, જે મહા સૈન્યવાળી છે, તથા સર્વ પ્રાણીની હિંસા કરનારી છે, એવી હે દેવી! તું સર્વદા સર્વનું રક્ષણ કર. કોઇપણ સ્થળમાં ગમે તેમ મારૂં, મારા પુત્ર, પશુ તથા ચાકરો સહિત રક્ષણ કર. હે મહા મંગલદાયિનિ દેવી! હે મંગલ પ્રિયે! લોકોને અભયરૂપ તથા સર્વમાં મંગલા દેવી! તું મારૂં મંગલ કર.

એવી રીતે ભક્તિ ભાવથી મહાદેવીની સ્તુતિ પ્રાર્થના કરીને તથા તે દેવીનું મનથી સ્મરણ કરીને પોતાના સંબંધિઓની સાથે ભોજન કરવું. જ્યારે ગામમાં સર્વત્ર શાન્તિ થાય ત્યારે કાક શાન્તિ કરીને ઘેર જવાને તૈયાર થવું. સારૂં મુહૂર્ત તથા નક્ષત્ર જોઇને ઘરને શણગારીને બ્રાહ્મણો અને બંધુઓને સાથે લેઇને પોતાના ઘરમાં પ્રવેશ કરવો. પ્રથમ શાંતિ પાઠ વડે વિપ્રો પાસે સ્વસ્તિવાચન કરાવીને તેમને દક્ષિણા આપવી, અને બ્રાહ્મણોને ભોજન કરાવવું અને દેવીની પ્રાર્થના કરવી કે:—

**गच्छ गच्छ महादेवि स्वस्थानं मंगलं कुरु ॥**

હે મહાદેવી, તમારે ઘેર પધારો અને કલ્યાણ કરો.

આમ કહી દેવીની પ્રતિમાનું વિસર્જન કરી પોતાને ઘેર જવું.

આ વિધિથી મારિકા ( મહામારી )ની શાન્તિ થાય છે. એમાં સંદેહ નથી.

એ પ્રમાણે દેવીએ દેવોને કહેલું પોતાનું આત્મ સંભવ મહાત્મ્ય છે. તેનો કેવળ જે પાઠ કરે છે તેનું પણ કલ્યાણ થાય છે.

આ સ્તોત્રમાંથી એ સાર નીકળે છે કે બ્રહ્માએ દેવીને બોલાવીને પૃથ્વી ઉપરના પાપી લોકોને શિક્ષા કરવાને માટે મોકલી. તે દેવીએ મહામારીના રૂપમાં સંહાર કરવા માંડયો. જેઓ બુદ્ધિમાન્ તથા પુણ્યશાલી હતા તેઓ વૈદ્યક, ધર્મશાસ્ત્ર વિગેરેનો વિચાર કરીને ચેતીને ચાલવા લાગ્યા; અને ઉંદરો પડતા હોય તે સ્થાન છોડીને જંગલમાં જવા લાગ્યા અને ત્યાં જઇને આ મહામારિકા દેવીનો સ્તુતિ પાઠ. હોમ, હવન વિગેરે કરવા લાગ્યા. હોમમાં સુગંધિ દ્રવ્યો તથા સમિધિઓ વિગેરે સ્ત્રી, પૂત્ર તથા ચાકરોને સાથે રાખીને હોમવાં, કેમકે તેઓ સહુ બગડેલી હવામાંથી આવેલાં હોય છે. સ્તોત્રમાં દેવીને મહા સૈન્યવાળી કહી છે, તેનો અર્થ એવો લાગે છે કે આ રોગની સાથે જંતુઓનું સૈન્ય પુષ્કળ હોઇ તે સર્વત્ર ફેલાય છે. વળી દેવીને મદ્ય માંસની પ્રીતિવાળી, ઠરાવી છે તેનો ભાવાર્થ ખુલ્લોજ છે કે મદ્ય, માંસ વિગેરે રાખવાનાં સ્થળોની દુર્ગંધિમાંજ આવાં જંતુઓની પ્રાથમિક ઊત્પત્તિ થાય છે. વળી આ રોગને મહામારી નામની સંહાર માર્ગની દેવીની ઉપમા આપવામાં આવી છે અને તેની શાન્તિ માટે ધાર્મિક આચરણ રાખવાનું કહ્યું છે તે ઉપરથી એવો સાર નિકળે છે કે જ્યારે લોકોનું પાપ વધે છે ત્યારેજ ઇશ્વરી કોપના લીધે આવા રોગો ફાટી નિકળે છે. અને તેથી તેઓની શાન્તિ ઔષધાદિ ચિકિત્સાવડે જોઇએ તેવી થતી નથી. પરંતુ જ્યારે લોકો ધર્માચરણને ગ્રહણ કરે છે અગરતો તેઓના પાપાનુસાર શિક્ષા પૂર્ણ થાય છે ત્યારેજ શાન્ત થાય છે.

## આવાં દરદો થવામાં વેદાદિ શાસ્ત્રોનો અભિપ્રાય.

અથર્વવેદ એ આર્ય વૈદ્યકનો મૂળ ગ્રંથ છે. આયુર્વેદ એ

અથર્વ વેદનોજ ઉપવેદ છે. લોકોમાં અનેક મત હોય છતાં એક-મત થવાને શું કરવું ? પાપ ક્ષય કેવી રીતે થાય ? ખેતીને ઉપ-યોગી શું હોઇ શકે ? અચિકિત્સક રોગો ઉપર શું ઉપાયો યોજવા ? દરેક વ્યાધિ ઉપર કીયા કીયા ઇલાજો છે ? જવર, શસ્ત્રઘાત, રૂધિર પ્રવાહ, વાત, પિત્ત, હૃદ્ રોગ, રાજ્યક્ષ્મા, જળોદર, વિષ, ગંડમાળા વિગેરે દરદો માટે શું ઇલાજો લેવા ઇત્યાદિ ઘણી બાબતોનો સમા-વેશ કરવામાં આવ્યો છે. વ્યાધિઓ કેવી રીતે ઉત્પન્ન થાય છે તે સંબંધમાં જણાવવામાં આવ્યું છે કે વ્યાધિઓ બે પ્રકારની હોય છે. આહાર વિહારાદિકના કુયોગના લીધે થનારી, તેમજ પૂર્વ જન્મ ના કિંવા આ જન્મના પાપને લેઇને ઉપસ્થિત થનારી, અને તેથી વૈદ્યક શાસ્ત્ર પ્રમાણે નિર્ણય કરીને ઉપાય યોજના કરવા છતાં જે રોગોનું શમન થતું નથી, તેવા રોગો પુણ્યભેષજ એટલે ધાર્મિક કૃત્યોથી શાન્ત થાય છે.

વ્યાધિ ઉત્પન્ન કરવા લાયક પાપોમાં માનસિક તેમજ શારી-રિક બધાં પાપોનો સમાવેશ થઇ શકે, અને એટલું તો ખરૂંજ છે કે જ્યારે કોઇ પણ વસ્તુ તેના મૂળ બીજ સિવાય આ વિશ્વમાં જેમ ઉત્પન્ન થઇ શકતી નથી, તેવીજ રીતે એકેક વ્યકિતના કે સમ-ષ્ટિના પાપ વિના કોઇ પણ દુઃખની પણ ઉત્પતિ થઈ શકતી નથી, અને એટલા માટેજ ચરકાચાર્યે આવા વ્યાધિઓને “ પ્રજ્ઞાપરાધ ” એટલે બુદ્ધિ પૂર્વક જાણી બુઝીને કુદરત વિરૂદ્ધ કરેલો અપરાધ એવું નામ આપેલું છે તે વ્યાજબીજ છે.

વળી અથર્વ વેદમાં દશ્ય અને અદશ્ય અનેક આકારના અને વર્ણના જંતુઓનું પણ વર્ણન છે. આંતરડાના કૃમિ, મગજના કૃમિ,

શરીરની બહાર થનારા કૃમિ, અન્ન પાણી મારફતે, વ્રણના મુખવાટે અંદર પેસીને રોગ ઊત્પન્ન કરનારા કૃમિ વિગેરેનું પણ તેમાં વર્ણન કરવામાં આવ્યું છે. વિષ પૂર્ણ નાના તરેહના જંતુઓનું વર્ણન કર્યા પછી એવા જંતુઓ સૂર્ય કિરણોથી નાશ થાય છે એવાત પણ અથર્વ વેદમાં જણાવેલી છે. આખા વિશ્વમાં પ્રથમ પ્રકાશમાન એવા સૂર્ય નારાયણનાં કિરણો હવામાંના સમસ્ત દશ્ય કિંવા અદ્દશ્ય કૃમિઓનો નાશ કરે છે, એવું અથર્વવેદમાં કહેલું છે. આવા જંતુઓ શોધી કાઢવામાં કણ્વ, અત્રિ જમદગ્નિ વિગેરેનાં નામોના ઊલ્લેખો છે. અને તેથી તેઓને આ વિશ્વના આદ્ય જંતુ શાસ્ત્રજ્ઞો ગણી શકાય.

## એકંદર સાર અને વ્યાધિ વિચાર.

પ્લેગની ઊત્પત્તિ વિષે જો કે આમ મત ભેદ પડે છે, તો પણ એટલું તો નક્કીજ છે કે જ્યારે ઇશ્વરી કોપ થાય છે કિંવા કુદરત ઊલટી રીતે વળે છે ત્યારેજ આ રોગનો પગ પેસારો થવા માંડે છે; અને તેથીજ આ રોગ શરૂ થતા અગાઊ દેશમાં એકાએક ધરતી કંપ થાય છે, દુષ્કાળ પડે છે, અતિ વૃષ્ટિ થાય છે, ઓચિંતી રેલ આવે છે, તીડો પડી કાળો કેર વર્તાવે છે, અથવા તો એવોજ બીજો કોઇ ઉત્પાત શરૂ થયા પછી ઘણા ભાગે ચોમાસાની મોસમમાં આ રોગ પ્રથમ છુપાતો છુપાતો આવી પગ પેસારો કરે છે, અને ઠંડી મોસમમાં મનુષ્યો તેમજ બીજાં પ્રાણીઓ ઉપર એકદમ તુટી પડે છે.

એ પણ હવે નિર્વિવાદ રીતે સિદ્ધજ થયેલું છે કે આ રોગ ઉત્પન્ન થવાનું મૂળ કારણ ગમે તે હો, પરંતુ એક જાતના જંતુઓ

વડેજ તેનો ફેલાવો થાય છે. આ જંતુઓ મલિનતા, દુર્ગંધ અને અંધારાવાળી જગ્યાને વિશેષ પસંદ કરે છે, અને તેઓ ઉંદરો, કે તેમનાશરીર ઉપરના ચાંચડા મારફતે કિંવા સ્વતંત્ર રીતે ચોગરદમ પ્રસરે છે.

વળી જેમ અનાજના દાણા કસ વગરની નઠારી જમીનમાં ઊગી નિકળતા નથી. તેમ પ્લેગના જંતુઓ પણ નબળા બાંધાવાળા મનુષ્યોમાં ઉછરી શકતા નથી, કેમકે તેમને પોષણ મળે એવું લોહી કે ખોરાક એવાં મનુષ્યોમાંથી મળી શકતો નથી, અને તેથીજ પચાશ વર્ષથી ઉપરની ઉમ્મરવાળાં કિંવા રોગિષ્ટ અને માંદાં મનુષ્યોને પ્લેગ કવચિતજ લાગુ પડે છે. પરંતુ યુવાન. તનદુરસ્ત અને બળવાન મનુષ્યોને વિશેષ લાગુ પડતો જોવામાં આવે છે. વળી મલિનતામાંથી તેની ઉત્પતિ છે, જેથી મલિન રહેનારાં કિંવા મલિન મકાનોમાં વસનારાં મનુષ્યોને પણ તે વિશેષ લાગુ પડે છે.

જ્યાં પ્લેગ ચાલતો નહિ હોય એવા ગામમાં બહાર ગામથી પ્લેગનો દરદી આવીને વસે છે, તો પ્રથમ ત્રણ ચાર અડવાડીઆં સુધી તેની આજુ બાજુમાં નહિ સમજાય તેવા પ્લેગના છુટા છવાયા નરમ કેશો થયાં કરે છે, અને પછી ધીમે ધીમે પ્લેગ વધતો જાય છે. પરંતુ આવા સમયમાં જો સખ્ત ઠંડી અગર ચોમાસાની ઋતુ આવી પહોંચે છે તો એકદમ ભયંકર રીતે પ્લેગ ફાટી નિકળે છે.

જો કે પ્લેગના જંતુઓ અજવાળામાં અને તાપમાં જીવી શકતા નથી એમ માનવામાં આવે છે, તો પણ ઇજીપ્ત અને કરાંચીમાં ભર ઉનાળે પણ મરકી ચાલવાનું પ્લેગ કમીશનરના રિપોર્ટ ઉપરથી જણાઇ આવે છે, અને તેથી એમ માનવાને કારણ મળ્યું છે

કે જો કે પ્લેગના જંતુઓ ગરમીમાં લાંબા સમય સુધી જીવી શકતા નથી, તોપણ શરદીવાળી રૂતુમાં પ્લેગના જંતુઓનો અસંખ્ય વધારો થયો હોય તો એકદમ તે બધાંનો નાશ થઇ જતો નથી. અને તેથી જ્યારે પ્લેગના જંતુઓ અત્યંત મોટી સંખ્યામાં વધી પડે છે ત્યારે ભર ઉનાળે કિંવા ખુલ્લી હવામાં પણ પ્લેગ ફાટી નિકળે છે. જો કે ગરમ રૂતુમાં ક્રમે ક્રમે તેઓનો નાશ તો થાય છેજ પરંતુ એવા સમયમાં જો અકસ્માત વાદળાં, માવઠુ કિંવા ભારે વર્ષાદ થાય છે, તો પછી ગરમ હવાએ જેટલાં જંતુઓનો નાશ કર્યો હોય તે કરતાં દશ, વીશ ગણાં જંતુઓનો વધારો થઈ જાય છે. આ જ કારણને લેઇને એકાદ ગામમાં દાખલ થયેલી મરકીને જો પ્રતિકુળ સાધનો એટલે જંતુઓની વૃદ્ધિની વિરૂદ્ધના સંજોગો મળે તો તે થોડાંજ અઠવાડીઆંમાં બંધ પડી જાય છે. પરંતુ જો ગલીચી, ભેજ, અંધારી જગ્યા, ટાઢ, શરદી, વર્ષાદ કિંવા વાદળાંવાળીહવા વિગેરે અનુકુળ સાધનો મળે તો એકાદ રૂતુમાં ધીમી અને બીજીમાં સખ્ત રીતે એમ વર્ષોનાં વર્ષો સુધી ત્રાસ વર્તાવ્યા કરે છે. અને તે સ્થાનનાં મનુષ્યોનો સંપૂર્ણ રીતે નાશ કર્યા સિવાય બંધ પડતી નથી. પ્લેગના રોગમાં વળી એક એવી વિચિત્રતા તથા ભયંકરતા રહેલી છે કે, કોતો દરદી ઇશ્વરકૃપાથી બચી જાય છે, પરંતુ તેની સારવાર કરનાર અજાયબ રીતે મરણ પામે છે. અથવા તો દરદી અને સારવાર કરનાર એ બન્ને ઉગરી જાય છે, પરંતુ તેને જોવા આવનારાં તેનાં સગાંવ્હાલાં અગર તો ભાઇબંધ દોસ્તદારો કે જેઓ સ્હેજ ઉભા રહીને કિંવા ડોકીયું કરીને ઘેર જતા રહે છે, તેઓ પ્લેગને ગાંઠે બાંધી ઘેર લેતા જાય છે, અર્થાત્ પ્લેગના ભોગ થઇ પડે છે. વળી આ દરદમાં

ભયંકરતા એ છે કે, એ રોગ લાગુ પડતાંજ દરદીના હોંજા નરમ પડી જાય છે, અને સ્હેજ તાવ આવતાંની સાથેજ તેના મન ઉપર પ્લેગની એવી સચોટ અસર થાય છે કે ૦ા કલાકમાં તેને ગાંઠ નીકળી આવે છે, અને જાણે તે મરતો હોય કિંવા મરીજ ગયો હોય એમ ગભરાઇને બેબાકળો બની બેભાન બની જાય છે. તેનાથી હાલી ચાલી કે કંઇપણ બોલી શકાતું નથી. અને બિચારો વિચાર, તંદ્રા અને ગાંઠની પીડામાં ગભરાએલો શબવત્ થઇ જાય છે. સવારમાં સ્હેજ-સાજ જાંગમાં, બગલમાં કે ગરદન ઉપર દુખાવો થાય છે, પછી એકદમ ટાઢ વાઇ તાવ ચડી આવે છે જેની દવા દારૂની ધમાલમાં અને નાસભાગમાં બપોરસુધીનો વખત જતો રહે છે. અને સાંઝે તાવની ગરમી વધી જઇને દરદીને મુંઝારો થઈ જાય છે, અને રાતના દશ, બાર કિંવા ત્રણ, ચાર વાગતાં દેહ ત્યાગ કરી દે છે, એટલે ચોવીશ, છત્રીશ કે અડતાલીશ કલાકમાં સૃષ્ટિમાં હતો નહતો થઇ જાય છે.

કેટલીએકવાર સખ્ત પ્લેગથી હવા એટલી બધી ઝેરી અને ચેપી થઇ જાય છે કે તેના ઉપદ્રવથી મરનાર મનુષ્યના શરીર ઉપર કાળાં ચકામાં કિંવા ચામઠાં પડી જાય છે. મુંબાઇમાં આ Black Plague બ્લૅક પ્લેગ એટલે કાળી મરકીનું છેલ્લું સ્વરૂપ પણ જણાઇ આવ્યું છે.

જો કે ચોખ્ખી અને ખુલ્લી હવામાં રાખેલા પ્લેગથી પીડાતા દરદીઓની માવજત કરનારાઓને મરકી લાગુ પડતી નથી, પરંતુ બંધીઆર હવા કિંવા દુર્ગંધિવાળા મકાનમાં રહેલા પ્લેગના દરદીની સારવાર કરવાથી સેંકડે ૭૫ ટકા જેટલા આસામીઓને મરકી લાગુ

પડે છે—છતાં કેટલીએક વખતે એવું પણ બને છે કે શહેર બહાર રહેવા ગયેલા લોકોના ખેતરોમાં, ઝુંપડાંમાં, બંગલાઓમાં અગર તો બીજા કોઇ એવાજ સ્વચ્છ અને ખુલ્લા સ્થળોમાં પણ મરકીના કેશો થાય છે—આમ થવાનું કારણ બારીકતાથી તપાસતાં એવું જણાઇ આવ્યું છે કે, મરકીવાળા ભાગમાંથી લેઇ આવેલા સરસામાન, ખોરાક, કે એવીજ બીજી કોઇ ચીજ મારફતે મરકીના જંતુઓ ત્યાં આવીને વસેલા હોવાથીજ ત્યાં કેશો થાય છે. અથવા તો બહાર નિકળવા છતાં પણ લોકો પ્લેગવાળા સ્થળમાં જવા આવવાનું શરૂ રાખે છે, કિંવા બહાર નિકળીને પ્લેગવાળા સ્થળથી એટલા બધા નજીક વસેલા હોય છે કે, ત્યાં આગળ પ્લેગ દુષિત ઊંદરો ચાંચડો વિગેરે આવી શકે છે. ટુંકામાં ગમે તે રીતે પણ પ્લેગના જંતુઓ સાથે સંબંધ થાય છે તોજ ઊંદરો મરે છે કિંવા મનુષ્યોને પ્લેગ લાગુ પડે છે. આ સિવાય પ્લેગ ચાલવાનું બીજું કાંઇપણ કારણ હોતું નથી.

પ્લેગના જંતુઓ શરીરમાં દાખલ થતાંજ શરીરનું લોહી બગડે છે અર્થાત્ વિષમય થાય છે. પછી જો તે જંતુઓ રસગ્રંથીઓમાં વિશેષ પ્રમાણમાં એકઠા થાય તો તેના લીધે ગાંઠો સુઝે છે, ફેફસાં ઉપર વિશેષ અસર કરે છે તો ફેફસાંમાં અનેક વેળા દાહ થાય છે. બધા શરીરમાં રમી વળે છે તો આંતરડાંમાં તથા અંત્રાવરણને લગતી ગાંઠોમાં દાહ થાય છે. તોપણ ઘણા ભાગે બગલ, ગરદન તથા જાંગ એ સ્થળોમાંના કોઇપણ સ્થળની રસગ્રંથીનો દાહ તથા સોજો થવો અને પ્લેગના સર્વ જંતુઓ ત્યાં એકત્ર થવા એજ ક્રિયા થાય છે.

# પ્રકરણ ચોથું.

## પ્લેગની જાતો.

ડૉકટર ડાઇસન અને કેલવર્ટે મુંબાઇના પ્લેગના રિપોર્ટમાં પ્લેગની ચાર જાતો મુખ્ય ગણેલી છે અને તે નીચે મુજબ છે—

(૧) બ્યુબોનિક અથવા ગ્રંથી યુક્ત પ્લેગ—કે જેમાં કાખમાં, જાંઘમાં, ગળામાં કે એવા જ બીજા શરીરના સાંધાવાળા ભાગોમાં આવેલી લીમ્ફેટીક ગ્લૅન્ડ નામની થેલીઓ એટલે રસપિંડામાં સોજો થઇ ગાંઠો નિકળી આવે છે તે.

(૨) સેપ્ટીસીમીક અથવા સાર્વદેહિક પ્લેગ—કે જેમાં ગાંઠ હોતી નથી, પરંતુ આખા શરીરનું લોહી બગડી જાય છે અને તાવ ઘણો સખ્ત હોય છે. આ જાતનો પ્લેગ અત્યંત ઝેરી છે, અને તે જેને થાય છે તેમાંથી કોઇકજ બચવા પામે છે.

(૩) ન્યુમોનિક અથવા ફુફ્ફુસ દાહયુક્ત પ્લેગ—જેમાં ન્યુમોનિયા એટલે ત્રિદોષની માફક ફેફસાંના પડનો સોજો થઇ શ્વાસ, ખાંસી, સન્નિપાત વિગેરે ચિન્હો થાય છે તે.

(૪) ગેસ્ટ્રો-ઇન્ટેસ્ટાઇનલ પ્લેગ—જેમાં આંતરડામાં બિગાડ થઇ ઝાડા ઉલટી થાય છે તે.

આ ચારેમાં બ્યુબોનિક પ્લેગ એટલે ગાંઠવાળી મરકીનો રોગ વિશેષ પ્રમાણમાં થતો જોવામાં આવે છે. અને પ્લેગના દર સો કે સોમાં ૮૦ થી ૯૦ દરદીઓ તેનાજ ભોગ થઈ પડેલા હોય છે.

આ સિવાય કેટલાએક ડૉકટરો સેરીબ્રલ પ્લેગ નામની પ્લેગની પાંચમી જાત ગણે છે, જેમાં તંદ્રા એટલે બેશુદ્ધિ તથા બ્રેનફીવર એટલે મગજની વિકૃતિથી આવતા તાવના જેવાં લક્ષણો હોય છે. પરંતુ ગાંઠ દેખાતી નથી.

વળી એક નરમ ચિન્હોવાળો પ્લેગ પણ થાય છે કે જેમાં થેલીઓ માત્ર વૃદ્ધિ પામવાથી ગાંઠ નિકળી આવે છે, પરંતુ બીજાં કાંઇ પણ ભય ભરેલાં ચિન્હો કિંવા વખતે તાવ પણ હોતો નથી.

કેટલીએક વખતે ઉપલા બધી જાતના પ્લેગનાં લક્ષણો સેળભેળ પણ હોય છે, અને તેથી અમુકજ જાતનો પ્લેગ છે એમ ખાસ નિશ્ચય થઇ શકતો નથી, તોપણ ઘણીખરી વખતે એમ હોતું નથી, અને તેથી જુદી જુદી જાતના પ્લેગોમાં મુખ્ય લક્ષણો નીચે મુજબ હોય છે.

## પ્લેગની જુદી જુદી જાતીનાં લક્ષણો.

**બ્યુબોનિક અથવા ગાંઠવાળા પ્લેગનાં લક્ષણો**—આ જાતના પ્લેગની શરૂઆત એકદમ થાય છે, તાવ બહુજ ચડે છે, મોળ આવવી અથવા તો ઊલટી થવી, માથું દુઃખવું, ડોક, જાંગ તથા બગલમાં રહી રહીને વેદના થવી, બહુ થાક લાગ્યો હોય તેવી રીતે શરીરનું શિથિલ થવું, બેશુદ્ધિ ઉત્પન્ન થવી વિગેરે ચિન્હો થઇને જાંગ, બગલ કે ડોક ઉપર ગાંઠનો સોજો દેખાય છે. ભૂખ બિલકુલ લાગતી નથી, ચક્કર આવે છે, કોઇ વાર એકાદ ઝાડો થઇ જાય છે અને દરદીના હાંજાજ ગગડી જાય છે. પીઠ, માથું તથા હાથ, પગમાં બહુજ દુઃખે છે, નિંદ્રાનો નાશ થઇ તેના બદલે બેશુદ્ધિ વધે છે, દરદી બડબડવા લાગે છે, પરંતુ જીભ તોતડાય છે, આંખો લાલ

થાય છે અને કોઇ કોઇ કેસમાં સુજી પણ જાય છે. નાડી અતિશય જલદ ચાલે છે, તેમજ શ્વાસોશ્વાસ પણ એક મિનિટમાં ત્રીશથી ચાળીશ વખત ચાલવા લાગે છે. જીભ ઉપર છારી વળે છે. કોરી પડી જાય છે તેમજ તેમાં ચીરા પણ પડે છે. દાંત, નસકોરાં તથા હોઠ ઉપર પોપડી બાઝે છે. પ્રથમ મ્હોડું કાળાશ પકડે છે, પરંતુ પછી જલદીથી નિસ્તેજ થઇ જાય છે. સોજાવાળી જગ્યાએ ગાંઠ સ્પષ્ટ રીતે જણાવા લાગે છે, અને તેમાં દરદ થાય છે, પરંતુ જાંગ બગલ કે ડોક એ ત્રણે સ્થળે એવું સરખું દરદ હોય છે કે ગાંઠની જગ્યા તપાસ્યા સિવાય એ ત્રણમાંથી કઇ જગ્યાએ ગાંઠ છે તે દરદી પોતે પણ સમજી શકતો નથી. ગાંઠવાળી જગ્યા લાલ રંગની થાય છે, સુજી આવે છે, અને તેથી દરદી તે જગ્યાએ હાથ પણ લગાડવા દેતો નથી. કોઈ કોઇવાર એકથી વધારે ગાંઠો પણ થાય છે. ગાંઠની સ્થિતિમાં એકદમ ફેરફાર થાય છે, અને તેનો આકાર નારંગી જેવડો, દાડમ જેવડો અથવા તો તેથી પણ મોટો થાય છે અને તેમાં ઘણું દરદ થાય છે. કેટલીએક ગાંઠો બહુ નાની હોવાથી સમજાતી નથી, પરંતુ ઘણા ભાગે સેંકડે પોણોસો દરદીઓમાં ગાંઠનું કદ મોટુંજ હોય છે. આ ગાંઠ ઘણી જગ્યામાં વ્યાપે છે, જો ગળામાં ગાંઠ થાય છે તો છાતી ઉપર સોજો આવે છે, અને તેથી શ્વાસ-નળી ઉપર પણ દાબ પડીને શ્વાસ અટક્યાનો ભય થાય છે. દરદીને બેશુદ્ધિને લીધે ગાંઠની વેદના જો કે ઓછી સમજાય છે, તો પણ ગાંઠ ઉપર દબાણ થતાં દરદીને દરદ થતું જણાય છે. આ પ્રકારના પ્લેગમાં ઘણાક રોગી બચતા નથી, પરંતુ જો કદી દરદી બચવાનો હોય તો ગાંઠમાં પરૂ થાય છે, અથવા ગાંઠ બેસવા લાગે છે, પરંતુ

એમ થવા છતાં પણ દરદીને સારો થવાને ઘણા દિવસ લાગે છે. આ પ્રકારના પ્લેગમાં શરીરની ઉષ્ણતા કદી કદી બીજે ત્રીજે દહાડે બહુ વધે છે, અને વળી બે, ચાર દિવસે કમી થાય છે, અને પાછી વધે છે, એવો ક્રમ ચાલુ રહે છે. કોઇ કોઇ વાર મૃત્યુ સમયે દરદીની ઊષ્ણતા ૧૦૮ ડીગ્રી સુધી કે તેથી પણ વિશેષ વધેલી દેખાય છે, અથવાંતો ૯૭ સુધી ઉતરી જાય છે. પેશાબનું પ્રમાણ છેક ઓછું થઇ જાય છે. કોઇ વાર મુદ્દલ પેશાબ ઉતરતો નથી, છતાં જો ઉતરે તો તે વખતે કમરમાં દરદ થાય છે. તેમજ પેશાબનો રંગ કાળો હોય છે. આ જાતના પ્લેગમાં હૃદયની થેલી વૃદ્ધિ પામે છે, અને હૃદયની ક્રિયા બંધ પડવાનો સંભવ પેદા થાય છે. તેમજ પ્રથમ કંઇ પણ સૂચક ચિન્હ માલમ નહિ પડતાં હૃદયની ક્રિયા એકાએક બંધ પણ પડે છે. કોઇ વેળા ઝાડાનો અટકાવ થાય છે, અથવાતો ઝાડો થઈ જાય છે અને તેમાં લોહી પણ પડે છે, તેમજ પેટ ચઢી આવે છે. આ સ્થિતિ ઘણી ખરાબ મનાય છે. આ રોગના ઝેરની જ્ઞાનતંતુઓ ઉપર પણ ઘણી ખરાબ અસર થાય છે. અને તેથી બડબડ, બેશુદ્ધિ અને ભ્રમ એ લક્ષણો વધે છે. કદી કદી મગજવિચાર શૂન્ય પણ બને છે, અને દરદીને કંઇપણ સુઝ પડતી નથી. મરણ વખતે દરદીને જ્ઞાન વાયુ થાય છે. અને તેથી પોતાના ઉપર બનેલા બનાવોનું તેને જ્ઞાન થઇ અત્યંત દુઃખ પામે છે, પરંતુ આવી સ્થિતિ થોડીજ વાર રહે છે અને દરદી મરણ પામે છે. આ જાતના પ્લેગમાં તાવ ચડે છે, ઉતરે છે, તથા પરસેવો વળે છે અને પછી ગાંઠ થાય છે તેથી દરદીની આસપાસના મનુષ્યો તાવ ચડે ઉતરે છે, પરંતુ ગાંઠ નથી તેથી સાદો તાવ છે એમ માની ગફલતમાં રહે

છે. આ પ્રકારના પ્લેગમાં કોઇ કોઇ વાર નાક વાટે, પેસાબ વાટે, અથવા ઝાડા વાટે લોહી પડે છે. વળી આ પ્રકારના પ્લેગનો દરદી બેથી પાંચ દિવસમાં મરણ પામે છે, અથવા જો એકાદ અઠવાડીયું ટકી જાય તો પછી સારૂં થવાની આશા બંધાય છે. દરદીનું મરણ હૃદયની ક્રિયા બંધ પડવાથીજ થાય છે.

**સેપ્ટીસીમીક અથવા સાર્વદૈહિક પ્લેગનાં લક્ષણો.** આ જાતના પ્લેગનો શીઘ્ર અમલ થતો હોવાથી એકદમ તાવ ભરાય છે. દરદીની જીવન શક્તિ અતિશય હડી જાય છે, દરદી કણુછી કણુછીને શ્વાસ લે છે, તેમજ કણુછ્યા સિવાય વિશેષ બોલી શકતો પણ નથી. દરદી જો કે તદન બેશુદ્ધ થાય છે, તોપણ કોઇ કોઇ વખતે તોફાન કરવા પણ લાગે છે. નાડી સ્થાનભ્રષ્ટ થતી જોવામાં આવે છે. કોઇ કોઇવાર રોગીની ગુદા, નાક તેમજ મહોડામાંથી લોહી પડવા લાગે છે. તાવ ૧૦૬ ડીગ્રી કરતાં વધારે ચડે છે, કિંવા શરીરની ગરમી ૯૬ ડીગ્રી જેટલી નીચે પણ ઉતરી જાય છે, અને રોગી એકાએક મરણ પામે છે. આ રોગમાં આખા શરીરનું લોહી ઝપાટાબંધ રીતે દુષિત થઇ જાય છે, તેથી દરદી ઘણા ભાગે ન બચતાં થોડાજ કલાકમાં મૃત્યુના મુખમાં જઇ પડે છે, અને તેથી સર્વે પ્રકારના પ્લેગોમાં આ પ્લેગ ઘણોજ ખરાબ છે.

**(૩) ન્યુમોનિક અથવા ફુફ્ફુસ દાહ યુક્ત પ્લેગ.** આ જાતના પ્લેગમાં પ્રથમ ટાઢ વાઇને તાવનો આરંભ થાય છે, ચક્કર આવે છે, હાથ પગ તેમજ માથું બહુ દુઃખે છે, તાવ ઘણો ચડે છે, શ્વાસ બહુ ત્રાસથી લેવાય છે, ખાંસી ઘણી આવે છે, કફ પણ બહુ પડે છે, તાવ વચમાં નરમ પડે છે તોપણ તે છેક અનિયમિત રીતે આવે છે. દરદી બડબડાટ કરી મુકે છે, પરંતુ મરણ વખતે

આ બડબડાટ બંધ પડી જાય છે. આ જાતના પ્લેગનું મુખ્ય લક્ષણ એ છે કે દરદી બહુજ શ્રમિત થઇ જાય છે, શ્વાસ ઝપાટાબંધ ચાલે છે, થુંકમાં લોહી દેખાય છે, તેમજ થુંક અને કફ દ્વારા પ્લેગના જંતુઓ પણ બહાર પડે છે. માટે આ જાતના દરદીનું થુંક તથા કફ જુદા વાસણમાં લેઇને તે વારંવાર ફેંકી દેવું જોઇએ. જો તેમ કરવામાં ગફલત થાય તો બીજાં મનુષ્યોને પણ આ રોગ લાગુ પડી એકદમ તે ઘરમાં પાંચ, સાત કેસો થવાનો ત્રાસદાયક બનાવ બને છે. આ જાતના પ્લેગનો દરદી ત્રણ કે ચાર દિવસમાં મરણ પામે છે.

(૪) **ગેસ્ટ્રો ઇન્ટેસ્ટાઇન પ્લેગ**—આ જાતના પ્લેગમાં આંતરડાંમાં વિકાર થઇ ઝાડા, ઊલટી થાય છે અને દરદી મરણ પામે છે.

વળી આ હોજરી અને આંતરડાં ઉપર વિકાર કરનાર પ્લેગના બદલે સાદા પ્લેગને પણ ચોથી જાતનો પ્લેગ કેટલાએક ડૉકટરો માને છે. જેનાં લક્ષણો નીચે મુજબ છે.

**સાદો પ્લેગ**—પ્રથમ થોડો તાવ આવે છે, અને તે કમી જાસ્તી થયાં કરે છે. જીભ ધોળી થાય છે, થોડો થાક લાગે છે, આંખો જરા લાલ થાય છે, તથા મહોં પણ લાલ બને છે, દરદી ગમે તેમ બકે છે, જાંગ, બગલ કિંવા ડોકની સંધિ એમાંની કોઈ પણ જગ્યામાં દરદ માલમ પડે છે, તથા ત્યાં ન્હાની ગાંઠ થાય છે. તે ગાંઠ આપોઆપ બેસી જાય છે કિંવા પાકીને ફુટે છે. આ પ્લેગથી પણ ઘણા કેસો બને છે.

જો કે પ્લેગના રોગનાં સામાન્ય લક્ષણો એ મુજબ છે, તોપણ જો ખરેખરો પ્લેગનો કેસ હોય તો દરીદીમાં શરૂઆતથી છેવટ સુધીમાં નીચેના પાંચ પ્રકારો એટલે અવસ્થાઓ જોવામાં આવે છે.

# શુદ્ધ પ્લેગના રોગમાં દરદીમાં જણાતા પાંચ પ્રકારો.

(૧) પ્લેગના જંતુઓ શરીરમાં દાખલ થયા પછી શરીરમાં ઝેરી અસર થઇને ઝેરનો શરીરમાં પ્રસાર થઇ બ્હાર આવવું.

(૨) પ્લેગના ઝેરના પ્રસારને લીધે શરીરની ગરમી વધી જઇને તાવ રૂપે માલમ પડવી.

(૩) મરકીના જંતુઓના ઝેરથી લોહીમાં બગાડ થઇને રસ-પિંડો સૂઝી જઇ ગાંઠો ઉત્પન્ન થવી.

(૪) રોગનો વધારો અથવા ઘટાડો થવો.

(૫) દરદીનું મૃત્યુ થવું અથવા બચાવ થઇને ધીમે ધીમે તબી-યત સુધરતી જવી.

આ પાંચે સ્થિતિનાં પૃથક્ પૃથક્ લક્ષણો અત્રે વિસ્તારથી આપ-વામાં આવે છે, તેનો વાંચકો તેમજ તબીબોએ ખાસ લક્ષપૂર્વક અભ્યાસ કરવો જોઇએ કે જેથી અમુક મનુષ્ય આ પ્રાણઘાતક રો-ગના પંઝામાં સપડાયો છે કે કેમ ? અને જો સપડાયો છે તો કઇ સ્થિતિમાં છે ? તેના ઉપર શું ઔષધો પચાર કરવો જોઇએ ? તેમજ કેવું પરીણામ આવશે ? તેનો નિર્ણય સરળતાથી થઇ શકે.

**પ્રાથમિક સ્થિતિ**—અથવા પ્લેગના જંતુઓ શરીરમાં દાખલ થયા પછી શરીરમાં ઝેરી અસર થઇને તે ઝેરનો શરીરમાં પ્રસાર થઇ પ્રકટી નિકળવું.

આ સ્થિતિ પ્લેગનું ઝેર શરીરમાં દાખલ થયા પછી ઝેરી તાવ બહાર પડે ત્યાં સુધીની ગણાય છે. જો કે પ્લેગના જંતુઓ શરીરમાં દાખલ થયા પછી તેઓનો અમલ બે કલાકથી માંડીને દશ

દિવસની અંદર થાય છે. તોપણ આ ગુપ્ત અવસ્થાની સાધારણ હદ ઘણું કરીને બેથી પાંચ દિવસની હોય છે.

તાવ પ્રકટી નિકળવાના સમય અગાઉ પ્રકૃતિમાં જે ફેરફાર થાય છે તે એવો છે કે:—

પહેલાં તો શરીરને બેચેની લાગે છે, ભૂખ મરી જાય છે, તન, મનનું કામ સુઝતું નથી, પડી રહેવાનું મન થાય છે, ઉદાસીનતા, સાંધાઓનું અકડાઈ જવું, સાંધાનો દુખાવો, થોડીએક ચકરી, હૃદયનો થોડો ફટકારો, જાંગોમાં અને બગલોમાં મંદ, મંદ દુખાવો થવો વિગેરે છે. પરંતુ કોઇ કોઈ વખતે આથી પણ વધારે ખરાબ ચિન્હો થાય છે, એટલે દરદીનો ચહેરો તેજ વગરનો, ભાન વગરનો અને બેડોળ થઇ જાય છે. આંખો સુસ્તીવાળી જણાય છે તેમજ ઊંડી ઉતરી જાય છે, દરદી ટગર ટગર જોયાં કરે છે. બોલતાં જીભ ઝલાય છે. અને દારૂ પીધેલા મનુષ્યની માફક લથડતો ચાલે છે.

કોઇ કોઇ વખતે ઉલટી, કોઇ વખતે નરમ ઝાડા, છાતીનો ગભરાટ, અને માથાનો અતિશય દુઃખાવો પણ થાય છે.

આવી સ્થિતિ બે, ચાર દિવસો ચાલ્યા પછી બીજી સ્થિતિ શરૂ થાય છે.

**બીજી અવસ્થા**—અથવા પ્લેગનું ઝેર પ્રસરવાને લીધે શરીરની ગરમી વધી જઇ તાવરૂપે માલમ પડવી.

આ સ્થિતિમાં ટાઢીઆ તાવની માફક ટાઢ વાઇને તાવ આવે છે, અને તેથી કેટલી એક વખતે આ તાવને ટાઢીઆ તાવ તરીકે ગણવાની ભુલ પણ કરવામાં આવે છે. પરંતુ આ તાવ અનિયમિત

રીતે આવે છે, તેમજ થોડો નરમ પણ પડી જાય છે, વળી સાદા તાવનું માપ જો કે ઘણું કરીને ૧૦૦ ડીગ્રી જેટલું હોય છે, પરંતુ આ તાવનું માપ ઘણા ભાગે ૧૦૨ થી ૧૦૭ ડીગ્રી સુધી આવે છે. નાડી ઉતાવળી, નબળી અને અનિયમિત ચાલે છે, અને દર મિનિટે ૧૦૦ થી ૧૫૦ ધબકારા મારે છે. શ્વાસોશ્વાસ ઉતાવળો અને ઉપર ઉપરનો એટલે અધરીઆં ચાલે છે, અને તેનો વેગ દર મિનિટે ૨૦ થી ૫૦ વખત જેટલો હોય છે.

શરીરની ચામડી ગરમ અને સુકી એટલે પરસેવા સિવાયની હોય છે. અને તેમાંથી સડેલી માટીના જેવી એવી ખરાબ વાસ આવે છે કે જે લગારે પણ ખમાતી નથી. અને તે ઉપરથીજ આ તાવ સાદો નહિ પરંતુ પ્લેગનો છે એવી ખાત્રી થાય છે.

દરદીનો ચહેરો નિસ્તેજ અને કરમાઇ ગયેલો હોય છે. છતાં કોઇ કોઇ વખતે દરદી સુજી પણ જાય છે.

આંખો લાલચોળ, ચળકતી અને એકી નજરે ટકટક જોતી હોય તેવી દેખાય છે. કીકીઓ મોટી દેખાય છે અને સાંભળવાની શક્તિ બ્હેર મારી જાય છે. તાવની ગરમી વધતી જાય છે, અને પેટમાં જાણે અંગારા ભર્યા હોય ને તેવી લાહ્ય બળે છે. ઉલટી અને માથાનો દુઃખાવો વધતો જાય છે, તેમજ તૃષા પણ અત્યંત અને વારે ઘડીએ લાગે છે.

આવેલો તાવ પ્લેગનો છે કે સાદો તે દરદીના જીભ જોવાથી અનુભવી મનુષ્યો તરત સમજી શકે છે. કેમકે પ્લેગનું મોટામાં મોટું કિંવા મુખ્યમાં મુખ્ય ચિન્હ દરદીની જીભ જોવાથીજ જણાઇ આવે છે. અને તે એ છે કે પ્લેગના દરદમાં જીભનો વચલો ભાગ

તદ્દન સફેદ ચાકના રંગ જેવી છારીવાળો થઇ જાય છે, અને જીભની અણી તથા તેની આસપાસનો ભાગ તદન લાલચોળ દૃષ્ટિએ આવે છે. વળી કેટલીએક વખતે જીભ સુજી પણ જાય છે, જેથી દરદી જીભ મ્હોડામાં રાખી શકતો નથી. આગળ જતાં જીભ સુકી પડી ફાટી જાય છે તેમજ કાળી પડે છે, અને હોઠ, દાંતો તથા નસકોરાં ઉપર પણ કાળી છારી આવે છે. દરદનાં લક્ષણો જેમ જેમ આગળ વધે છે. તેમ તેમ ચકરી, માથાનો દુઃખાવો અને દારૂ પીધેલાના જેવી સ્થિતિ પણ વધતી જાય છે, અને તેમાંથી ઘેન તથા તંદ્રા પણ આવે છે, કિવા સન્નિપાત થાય છે, દરદી તદન બેચેન બને છે અને તેના હાથ પગ ઉછળે છે. જ્યારે તંદ્રા આવે છે ત્યારે આંખો અડધી ઉઘાડી અને અડધી મીંચાએલી રહે છે કદાચ દરદી જો સાવચેત હોય તો પણ સવાલનો જવાબ ધીમેથી અને અડધો પડધો આપી પાછો બોલતાં બોલતાં ઘેનમાં પડે છે.

આ સ્થિતિમાં ઝાડાનો બંધકોશ રહે છે કિંવા પાતળો ઝાડો થાય છે. એ ઝાડો જો થોડો, પીતવાળો પીળા રંગનો અને અશક્તિ ઉત્પન્ન કરે તેવો ન હોય તો દરદી સારો થવાની આશા રખાય છે. જો ઝાડો કાળા રંગનો દુર્ગંધ મારતો, પુષ્કળ પ્રમાણમાં અને અશક્તિ ઉત્પન્ન કરનારો હોય તો સમજવું કે દરદીનું મોત નજીક છે.

વળી આ સ્થિતિમાં પેશાબનો રંગ લાલ લોહી જેવો હોય છે, અને ઘણા થોડા પ્રમાણમાં તેમજ થોડા વજનમાં ઉતરે છે. તેમજ કોઇ કોઇ વખતે મુદ્દલ પેશાબ પેદા પણ થતોજ નથી.

આવી સ્થિતિ થોડાક કલાકથી માંડીને પાંચ, છ, સાત અથવા

તો દશ દિવસ સુધી ચાલે છે, અને ત્યાર બાદ ત્રીજી એટલે ગાંઠ ઉપડી આવવાની સ્થિતિ પેંદા થાય છે.

**ત્રીજી અવસ્થા—અથવા ગાંઠ ઉપડી આવવાની સ્થિતિ—** આ સ્થિતિમાં જાંગના મૂળ આગળ બદો નિકળવાની જગ્યાએ, કાન, ડોક આગળના રસ પિંડો કિંવા શરીરના એવાજ બીજા સાંધાવાળા ભાગોની રસ ગ્રંથીઓમાં સોજો આવે છે. કેટલાએક દરદીઓમાં જો કે ગાંઠો દેખાતી નથી, તો પણ બે તૃતિયાંશ કરતાં વધારે દરદીઓમાં તો તે હોય છેજ. શરૂઆતમાં જાંગના થાપામાં ગાંઠ ઉપડી આવે છે, અને ત્યાર પછી કેટલાએક દરદીઓને બગલની, નીચલા જડબાની અણી ઉપરની અને ગરદન ઉપરની ગાંઠો પણ સુઝી આવે છે. કોઇક વખતે કોણી, ઘુંટણ અગરતો ડોકના હાડકા ઉપર પણ ગાંઠો ઉપડેલી દેખાય છે.

આ ગાંઠો તાવ આવ્યા પછી ઘણું કરીને પહેલા બીજા કિંવા ત્રીજા દિવસે અને કવચિત ચોથે દિવસે પણ દેખાય છે. અને તેઓમાં સોજો આવી દરદ થાય છે.

ઘણા ખરા પ્રસંગે માત્ર એકજ જગ્યાની ગાંઠ સુજી આવે છે, પરંતુ કેટલી એક વખતે જો કે બે, ચાર સ્થળની ગાંઠો ઉપડે છે, છતાં તેઓમાં એકજ ગાંઠ મોટી હોય છે. આ ગાંઠો શરૂઆતમાં ઉપડતી વખતે નાની હોય છે, પરંતુ ઉપડયા પછી જલદીથી ઇંડા અગર નારંગી જેવડી કિંવા તેથી પણ મોટી થઇ જાય છે. વળી સખ્ત જાતના પ્લેગમાં લોહીની પણ ગાંઠો બંધાઇ જાય છે, અને તે થોડા કલાકમાં મોટી થઇ જાય છે. આ પ્રમાણે પ્લેગમાં થનારી ગાંઠે જો પાકે અને તેમાં પરૂ થાય તો દરદી બચવાની આશા

બંધાય છે. આ પ્રમાણે સ્થિતિ થયા બાદ ચોથો દરજ્જો શરૂ થાય છે, એટલે કાંતો દરદનું સ્વરૂપ જોરમાં આવી તેના ઉપદ્રવોમાં વધારો થાય છે, કિંવા તેના ઉપદ્રવો નરમ પડવા લાગી દરદીની પ્રકૃતિ સુધરવા લાગે છે.

**પ્લેગના દરદીની ચોથી સ્થિતિ.** અથવા દરદના ઉપદ્રવોનુ આગળ વધવું કે નરમ પડવું,

સેંકડે એંશી મનુષ્યોને પ્લેગનું દરદ લાગુ પડે છે, પણ તેમાંથી ૭૫ ટકા જેટલા તો મરણજ પામે છે, છતાં યોગ્ય સારવારથી ઘણા દરદીને બચાવી શકાય છે. જો દરદી મરવાનો હોય તો ઉપર જણાવેલાં લક્ષણો વધારે ભયંકર થતાં જાય છે, અને જો બચવાનો હોય તો તેમાં સુધારો થાય છે.

જે દરદી બચવાનો ન હોય તેને ગાંઠ નિકળ્યા પછી પણ તાવ નરમ પડતો નથી. નાડી નિર્બળ થવા લાગે છે. બેચેની વધે છે. શ્વાસોશ્વાસ ઊતાવળો ચાલે છે. ચહેરો નિસ્તેજ થતો જાય છે. બેચેની વધવા લાગે છે. નાડી છેક લાકડા જેવી થઇ જાય છે, પેશાબ બંધ પડવા લાગે છે, બેશુદ્ધિ વધે છે અને શરીરની ગરમી ઘડીકમાં વધવાનો ઘડીકમાં ઘટવા લાગી છેવટે દરદી મૃત્યુનો ભોગ થઇ પડે છે.

પરંતુ જો કેસ સુધરવાનો હોય તો પ્રથમનાં લક્ષણોમાં સુધારો થાય છે, એટલે ગાંઠો નિકળ્યા પછી તાવ નરમ પડે છે, પરસેવો છુટે છે, નાડીમાં બળ આવે છે, જેથી તેનો વેગ નરમ પડી દરમિનિટે ૯૦ થી ૧૦૦ જેટલા ધબકારા થાય છે. દરદી બેચેન હોય છે તે ચેનવાળો થાય છે, અને ઘેનમાં હોય છે, કિંવા બકતો હોય છે, તે

શુદ્ધિમાં આવતો જાય છે. ચહેરા ઉપર તેજ આવી અસલ સ્થિતિ ધારણ કરવા લાગે છે. જીભમાં અમી આવી સાફ થતી જાય છે. આંખોની રતાશ ઓછી થાય છે, પેશાબ વધારે પ્રમાણમાં અને છુટથી આવવા માંડે છે. ગાંઠ પાકે છે કિંવા કોઇ કોઇ વખતે થોડા સમય સુધી જેવી ને તેવી પણ રહે છે.

આ પ્રમાણે સ્થિતિ ભોગવ્યા પછી પાંચમો દરજ્જો શરૂ થાય છે.

**પાંચમી સ્થિતિ**—જો ચોથા દરજ્જાનાં લક્ષણોએ વિશેષ ભયંકર સ્વરૂપ ધારણ કર્યું હોય તો ઘણું કરીને દરદીનું મરણજ થાય છે, પરંતુ જો તેઓમાં સુધારો થયો હોય તો, આ સ્થિતિમાં ઘણું કરીને વ્હેલો કે મોડો પણ આરામ થાય છેજ. જો ચોથા દરજ્જામાં ગાંઠ પાકી ન હોય તો આ દરજ્જામાં પાકે છે. જો કે પ્લેગ લાગુ પડયા પછી વ્હેલામાં વહેલો સાતમા કિંવા દશમા દિવસથી આરામ શરૂ થાય છે, તો પણ કેટલાએક કેસોમાં ચૌદમા દિવસ પહેલાં આરામ થવાનાં કંઇ પણ ચિન્હો માલમ પડતાં નથી. વળી જેને ન્યુમોનિક એટલે ફેફસાના સોજાવાળો પ્લેગ લાગુ પડયો હોય, તેવા દરદીઓને સારા થતાં ઘણા દિવસ લાગે છે.

જો કે શુદ્ધ પ્લેગના દરદીમાં આ પાંચે દરજ્જા ઘણા ભાગે જોવામાં આવે છે, તો પણ કેટલાએક પ્રસંગે તેમાં અપવાદ પણ હોય છે.



# પ્લેગના ખરા રોગના દરજ્જાઓમાં અપવાદ.

કેટલીએક વખતે ઉપર વર્ણવેલાં પ્લેગનાં લક્ષણો પહેલેથીજ ઘણા ગંભીર રૂપમાં થઇ પ્લેગ એકદમ બહુ સખ્ત રીતે લાગુ પડે છે, અને તેથી થોડાજ કલાકમાં અગર તો એકાદ, બે દિવસમાંજ ત્રીજી સ્થિતિ સુધી પહોંચ્યા સિવાય એટલે ગાંઠ નિકળવા અગાઉજ દરદી મરણ પામે છે.

કોઇ કોઈ વખતે બીજો દરજ્જો પણ પેદા થતો નથી. અને કદાચ થાય છે તો અશક્તિના લીધે થોડોજ તાવ આવે છે.

આવી જાતના પ્લેગને ડૉક્ટરોએ ફુલમીન્ટ એટલે "એકદમ ધડાકો કરનાર" એવું નામ આપ્યું છે. વળી આ જાતના કેસો ઘણું કરીને પ્લેગની શરૂઆતમાંજ બને છે, પરંતુ કેટલીએક વખતે તેઓ આખરમાં પણ હોય છે.

ડૉક્ટર પેન લખે છે કેઃ—આ સિવાય વળી વચલા વડના પ્લેગના કેસો બને છે, તેમાં પણ દરદીઓ જો કે એકદમ મરણ પામે છે, પરંતુ ત્રણે દરજ્જા એક પછી એક જલદીથી પેદા થયેલા દેખાય છે. અને દરદીઓ ત્રીજા દરજ્જામાં એટલે પ્લેગ શરૂ થયા પછી ચારથી સાત દિવસ માં મરે છે.

કોઇ પણ જાતના પ્લેગનો દરદી જો સાત દિવસ ટકી જાય છે, તો ઘણા ભાગે તેની બચવાની આશા રખાય છે.

કેટલાએક કેસોમાં બીજા દરજ્જાને બદલે ત્રીજો દરજ્જો પ્રથમ દેખાય છે, એટલે પહેલાં ગાંઠ નિકળે છે અને પછી તાવ આવે છે.

આ જાતના કેસો જો કે મંદગતિવાળા હોય છે, તો પણ કેટલીએક વખતે ગાંઠ થયા પછી સખ્ત તાવ આવે છે અને દરદી મરણ પામે છે.

કોઇ કોઇ વખતે પ્લેગના દરદની શરૂઆતમાં તેમજ પછવાડેથી તાવ આવ્યા સિવાય પ્લેગના કેસો બને છે. અથવા તો તાવ એકલો થોડો હોય છે કે દરદી પોતાના ધંધે પણ જઇ શકે છે. આવી જાતનો પ્લેગ એબૅારટીવ અથવા એમ્બ્યુલેટરીના નામથી ઓળખાય છે. કારણ એબૅારટીવ જાતમાં પ્લેગના બધા દરજ્જા થતા નથી. અને એમ્બ્યુલેટરી જાતમાં દરદી પોતાનો ઉદ્યોગ પણ કરી શકે છે.

આવી જાતના પ્લેગનું ઝેર તેઓની માવજત કરનારાઓને આજુબાજુ રહેનારાઓને કિંવા તેઓના ભેગા રહેનારા બીજા લોકોને લાગતું નથી.

ડૉકટર વીન્ટર બર્ને ઘણી બારીક રીતે અવલોકન કરી એવો અનુભવ જણાવ્યો છે કે પ્લેગના રોગનું એક એવું વિલક્ષણ લક્ષણ છે કે પ્લેગનો રોગ શરૂ થવાનો છે એવું શરૂઆતમાં સમજાતું નથી.

ફલમીનન્ટ જાતના સખ્ત કેસો બને છે, ત્યારે મેલેરીઆના સખ્ત ઝેરી ટાઢીઆ તાવ જેવા કેસો બને છે. અને એબૅારેટીવ જાતમાં દરજ્જા અનિયમિત એટલે ઉલટા સુલટા જણાય છે.

કોઇ કોઇ વખતે પ્લેગ :સિવાય વળી બીજી જાતના તાવના દરદ સાથે પણ ગાંઠ નિકળે છે. જો કે આ ગાંઠ પ્લેગની કિંવા પ્લેગ જેવી ઝેરી હોતી નથી, તોપણ નિદાન કરવામાં એટલે થયેલું દરદ શું છે? તેનો નિર્ણય કરવામાં એથી ગુંચવાડો પડે છે. વળી

કોઇ વખતે પ્લેગ એકદમ છુપી રીતે એટલે પોતાનાં લક્ષણો બતાવ્યા સિવાય પણ પ્રસરે છે, એટલે પ્લેગ પોતાના ખરાબ સ્વરૂપમાં દેખાતો નથી, પરંતુ બીજા રોગોને મદદ કરે છે, જેથી તેઓનો ઉપદ્રવ વધેલો માલમ પડે છે; અને તે રોગો ગંભીર અને ભયંકર રૂપમાં આવી જાય છે.

જો કે આમ પોતાના ખરા સ્વરૂપમાં નહિ પ્રગટતાં આડકતરી રીતે પણ કેટલીએક વખતે પ્લેગ પોતાનો પ્રચાર કરે છે. તો પણ પ્લેગને છોડીને બીજો એવો કોઇ પણ :રોગ નથી કે જેમાં એકદમ તાવની સાથે ઘણા દરદીઓને ગાંઠો નીકળે, તેમજ એકદમ લોહી, થી તરીને જ્ઞાન તંતુઓ બગડી જાય, વળી પ્લેગના દરદીઓમાં સુસ્તી અને ઉદાસીનતા દેખાય છે, તેમજ તેના શરીરમાંથી એક પ્રકારની ખાસ દુર્ગંધ નિકળે છે. એ ઉપરથી પણ એવા એકાદ રોગીને જેણે એક વખત પણ જોયો હોય તેને બીજાને થયેલી બિમારી પ્લેગની છે કે કેમ ? તે તરતજ તેની મુખમુદ્રા જોઇને પારખી કાઢવું મુશ્કેલ નથી;



# પ્રકરણ ૫ મું—ચિકિત્સા.

હરકોઇ રોગની ચિકિત્સા બે પ્રકારે થઇ શકે છે.

(૧) જે તે રોગનો ચેપ લાગુ પડતો અટકાવવાની રીત.

(૨) દરદ લાગુ પડ્યા પછી તેને મટાડવાનો વીધિ.

દરદ લાગુ પડ્યા પછી તેને મટાડવાનો પ્રયત્ન કરવો, તે કરતાં જે રીતે વર્તવાથી દરદ લાગુ પડતું અટકાવી શકાય તે રીત હજાર દરજ્જે શ્રેષ્ટ છે, કેમકે પાણી વહી ગયા પછી તેને રોકવાનો પ્રયત્ન કરવો તે કરતાં પાણી પહેલાં પાળ બાંધવી એ ઉત્તમ છે. અને તેથી શું શું ઉપાયો લેવાથી પ્લેગનો ચેપ આગળ પ્રસરતો તેમજ એક બીજાને લાગુ પડતો અટકાવી શકાય તે સબંધિ આપણે પ્રથમ વિચાર કરીએ.

## General self guards against Plague.

## પ્લેગ પ્રતિ બંધક ઉપચારો.

### ૧—બહાર ગામથી પ્લેગનો ચેપ આવતો અટકાવવાના ઉપાયો.

પ્લેગના દરદથી મુક્ત રહેવાના સહુથી ઉત્તમ ઉપાય એ છે કે જ્યારે આજુ બાજુના ગામોમાં પ્લેગ ચાલતો હોય ત્યારે તેનો ચેપ આપણા ગામમાં આવે નહિ એટલા માટે પ્લેગવાળાં સ્થળોએ જવા આવવાનો તેમજ ત્યાંથી કંઇ પણ ચીજ લાવવા લેઇ જવાનો વ્યવહાર નદન બંધ કરી દેવો જોઇએ. પરંતુ કદાચ આવી વ્યવ-

સ્થા ન રાખી શકાય અર્થાત્ પ્લેગવાળા સ્થળમાંથી કંઇ સરસામાન મંગાવવાની જરૂર પડે અથવા તો પ્લેગ દુષિત સ્થળમાંથી આવેલા કોઇ મનુષ્યને આપણા ગામમાં દાખલ કરવાની જરૂર પડે તો તેની સાથે આવેલા રોગબીજનો નાશ કરવા માટે નીચેની વીધિનો ઉપયોગ કર્યા પછીજ તે શખ્સ કિંવા સરસામાનને ગામમાં દાખલ થવા દેવો જોઇએ.

**૨—બહાર ગામથી આવેલા પ્લેગના ચેપનો નાશ કરવાની રીત.**

અથર્વવેદમાં જણાવ્યા મુજબ સઘળા :દશ્ય અને અદશ્ય જંતુઓનો નાશ કરવાની સૂર્યના તાપમાં અદભુત રસાયણિક શક્તિ રહેલી છે, એ વાત આજકાલ પણ સિદ્ધ થઇ ચુકી છે, અને તેથી એના સબંધમાં મુંબાઇ સરકારના જનરલ ડીપાર્ટમેન્ટ તરફથી તા. ૧૮ માહે એપ્રીલ સને ૧૯૧૧ ની નંબર ૨૩૨૩ ની એવી યાદી પ્રસિદ્ધ કરવામાં આવી છે કેઃ—

હિંદુસ્થાન સરકારે થોડા વખત ઉપર કેપટન જે. કનીંગ્હામ એમ. ડી. આઇ. એમ. એસ. નો "સૂર્યના તડકાથી ચાંચડોનો નાશ" એ નામનો એક નિબંધ સાયન્સની એક જાણવા જોગ હકીકત તરીકે બહાર પાડયો છે. આ નિબંધનો સાર લોકોની જાણમાં પ્રસિદ્ધ રીતે આવે એ હેતુથી મરકીવાળી જગાઓમાંથી આવતા શખ્સોના કપડાં વિગેરેમાંના રોગબીજનો સૂર્યના તડકાથી નાશ કરવા માટે નીચેની સૂચનાઓ સઘળા લોકોને જાણવા સારૂ પ્રસિધ્ધ કરી છે.

**મરકીવાળી જગ્યામાંથી :આવતા લોકોનાં કપડાંમાંના રોગ બીજનો સૂર્યના તાપથી નાશ કરવાની રીત.**

મરકીનો રોગ ઊંદરોમાંથી ચાંચડાદ્વારા મનુષ્યોને લાગુ પડે

છે, એ વાત તો હવે સુપ્રસિદ્ધ છે. વળી એમ પણ માલમ પડયું છે કે મરકી વાળી જગ્યામાંથી મરકી વિનાની જગ્યામાં જતા લોકોની સાથે મરકી વાળી જગ્યાના રોગબીજવાળા ચાંચડો તેમનાં કપડાં પથારી અથવા સરસામાનમાં જાય એ સંભવિત છે. અને તેથી પ્લેગવાળા સ્થળમાંથી અમુક મનુષ્યને : જે સ્થળે જવું હોય ત્યાં પહોચ્યા પછી તેઓ પોતાની પથારી અને સરસામાનને છોડે છે, એટલે ચાંચડોને છુટ મળ્યાથી તેઓ કુદવા માંડે છે, અને તે જગ્યામાં વસતા ઊંદરોનું લોહી પીવાને તરતજ તેમના તરફ દોડે છે. અને પોતાની અંદરના પ્લેગના જંતુઓને તેજ વખતે ઊંદરોમાં દાખલ કરે છે. જેથી ઊંદરોને મરકી લાગુ પડી તેઓ મરી જાય છે, અને ત્યારબાદ થોડા વખતમાં તે ગામનાં મનુષ્યોને પણ ઊંદરોની મરકી લાગુ પડી તેઓ પણ મરવા માંડે છે.

હવે ગામમાં આ રીતે બીજા સ્થળેથી મરકી આવતી હોવાથી સઘળા નવા આવનારાઓના સરસામાન, કપડાં, અને પથારીમાંના તમામ ચાંચડોને મારી નાંખવાથી મરકીને આવતી અટકાવી શકાશે.

પરંતુ કોઈ એમ સવાલ કરશે કે "બધાએ ચાંચડોનો શી રીતે નાશ કરાય ?" તો તેનો જવાબ એ છે કે પરેલની પ્રયોગ શાળામાં પ્રયોગથી માલમ પડયું છે કે કપડાં, પથારી અને સરસામાનને એકાદ કલાક તડકે પાથરી રાખવાથી તેની અંદરના સઘળા ચાંચડોનો નાશ સહેલાઇથી કરી શકાય છે. અને તેથી તમારે માત્ર એટલુંજ કરવાનું છે કે ઘાસ અથવા ઝાડ, ઝાંખરાં ન ઊગતાં હોય એવી અને સૂર્યનો તડકો કાયમ પડયા કરતો હોય એવી એક સપાટ રેતાળ જગ્યા પસંદ કરવી ને તેના ઉપર કપડાં એકવડાં પાથરવાં એટલે થોડા વખતમાં સઘળા ચાંચડો મરી જશે. અને કપડાં તદન

રોગબીજ વિનાનાં થશે, અને તેથી એમ કર્યા બાદ તેના માલીકને તે સરસામાન સાથે ગામમાં પેસવા દેઇએ તો લોકોની સલામતીને ધોકો પણ પહોંચશે નહિ. પરંતુ સઘળા ચાંચડોનો નાશ થયો છે. એમ ખાત્રી કરવા માટે નીચેના નિયમો સંભાળથી પાળવા જોઇએ.

આ ક્રિયામાં જે મુખ્ય વાત યાદ રાખવાની તે એ છે કે સદરહુ જગ્યા તદન સપાટ હોવી જોઇએ, અને તેના ઉપર કપડાં પાથરતા પહેલાં તે સ્થળની રેતી પુરતી તપેલી હોવી જોઇએ.

રેતી કેટલી તપેલી હોવી જોઇએ તેની તમને ખાત્રી થતી ન હોય તો યોગ્ય ગરમી માપવા માટે તમને પરેલની પ્રયોગશાળા-માંથી બે આનાની કિંમતનું એક થરમામીટર પુરતી સમજુતી સાથે મળી શકશે.

## રોગબીજ નાશ કરવાને ધ્યાનમાં રાખવાલાયક નિયમો.

૧. ચીરા વિનાનો લીસો સપાટ જમીનનો કડકો પસંદ કરવો જોઇએ, અને તેની પાસે ઝાડ અથવા ઘરો ન હોવાં જોઇએ; કેમકે તે જમીન ઉપર આખો દિવસ સૂર્યનો તડકો પડવાની જરૂર છે.

૨. તે જમીન સપાટ હોવી જોઇએ અને તેમાં પથરા કે ઘાસ હોવું જોઇએ નહિ.

૩. તે જગ્યા જો રેતાળ ન હોય તો તેના ઉપર ત્રણ ઇંચ ઉંચો રેતીનો થર કરવો, અને તે ઉપરની બાજુએ તદન સપાટ રાખવો.

૪. કપડાં રેતી ઉપર પાથરવામાં આવે તે પહેલાં રેતી બહુજ

તપેલી હોવી જોઇએ, અને તેથી સવારના દશ વાગ્યા પહેલાં તેના ઉપર કપડાં પાથરવાનું કરવું નહિ.

૫. સાંઝના ચાર વાગ્યા પછી પણ તે રેતી ઉપર કપડાં પાથરવાં નહિ.

૬. કપડાં રેતી ઉપર કરચલી ન રહે તેવી રીતે બરાબર સપાટ અને એકવડાં પાથરવાં જોઇએ.

૭. કપડાં સૂર્યના તડકામાં એક કલાક રાખવાં જોઇએ.

૮. રજાઇ અને રૂએલ કોટ જેવાં જાડાં અને ગાદીવાળાં કપડાંની બન્ને બાજુએ સારી પેઠે તપે એટલા માટે તેઓને તડકે નાંખ્યાં હોય તે વખતે એકાદ, બે વાર ઉલટપાલટ ફેરવવા જોઇએ.

૯. તૈયાર કરેલી જમીનના છેડા નજીક એટલે ત્રણ ફુટની અંદર કપડાં પાથરવાં નહિ, કારણકે તેમ કરવાથી કેટલાએક ચાંચડો સૂર્યના તડકામાંથી સટકી જઇને ગામમાં રોગબીજનો પ્રસાર કરે છે.

૧૦. કપડાં રેતી ઉપર પાથરવામાં આવે તે પહેલાં તપાસી લેવું જોઇએ કે રેતીની સપાટી તદન સપાટ છે, અને ગાયો અથવા તો બીજાં જાનવરો તેના ઉપર ચાલવા દેવામાં આવ્યાં નથી, અને તેમનાં પગલાં પડવા દેવામાં આવ્યાં નથી.

આલીજાહ નામદાર ગવર્નર ઇન કૌન્સિલના હુકમથી.

(સહી) એલ. રોબર્ટસન.
સેક્રેટરી નિસબત સરકાર.

આ પ્રમાણે જ્યારે આજુબાજુનાં ગામોમાં પ્લેગ ચાલતો હોય ત્યારે તેનો ચેપ આપણા ગામમાં આવે નહિ એટલા માટે પ્લેગવાળાં

સ્થળોએ જવા આવવાનો તેમજ ત્યાંથી કંઇપણ સરસામાન મંગાવવાનો વ્યવહાર બંધ કરવાથી, અથવા તો પરદેશથી આવેલી કોઇ ચીજ અગરતો મનુષ્યને ન ચાલે ગામમાં દાખલ કરવાની જરૂર પડે તો તેને ઉપર મુજબ સૂર્યના તડકામાં રાખી તેમાં આવેલા રોગ બીજનો નાશ કરવાથી અવશ્ય પ્લેગથી મુકત રહી શકાય છે. પરંતુ કદાચ આવી તજવીજ ન રાખી શકાય તેના લીધે અગરતો કોઇ બીજી રીતે પોતાના ગામમાં પ્લેગનું બીજ આવેલું સમજાય તો પછી તેનો ઉપદ્રવ લાગુ પડતો અટકાવવા માટે તરતજ નીચેના ઉપાયો કામે લગાડવા જોઇએ,

## ૨. પોતાના ગામમાં આવેલા પ્લેગના ચેપથી બચવાના ઉપાયો.

એવું જાણવામાં આવ્યું છે કે પ્લેગના જંતુઓ મેલી, દુર્ગંધવાળી અને અંધારી જગ્યામાં ઉત્પન્ન થઇ તેવી હવા અને જમીનની તળેટીમાં સંખ્યાબંધ રીતે વસે છે. પરંતુ ચોખ્ખી, ખુલ્લી અને અજવાળી જગ્યામાં તેઓ જઇ શકતા નથી, અગર જો જાયછે તો વધારે વખત સુધી જીવી શકતા નથી; અને તેથી એકાદ પોળ, ઘર કિંવા ગામમાં ઊંદરો મરવા લાગી પ્લેગના જંતુઓ ઉત્પન્ન થયાની નોટીસ મળે કે તરતજ જેમ બને તેમ તે સ્થાનનો ત્યાગ કરી ગામથી ઓછામાં ઓછો એક માઇલ છેટે જંગલની ખુલ્લી અને અજવાળાવાળી જગ્યામાં જઇને વસવું જોઇએ. કેમકે ચોખ્ખી હવા અને પુરતુ અજવાળુ એજ પ્લેગથી બચવાનો ખાત્રી લાયક ઇલાજ છે. બંધીઆર અને મલીન હવાવાળા સ્થળમાં રાખેલા પ્લેગના દરદી-

ઓની સારવાર કરનારાઓ પૈકી જ્યારે સેંકડે ૭૫ ટકા જેટલા આસામી-ઓને મરકી લાગુ પડે છે, ત્યારે ચોખ્ખી અને ખુલ્લી અજવાળાવાળી જગ્યામાં રાખેલા દરદીઓની સારવાર કરનારાઓ પૈકી કોઇને પણ ભાગ્યેજ પ્લેગ લાગુ પડે છે એ તેનો પ્રત્યક્ષ પુરાવો છે. વળી અગાઉના સમયમાં જ્યારે પ્લેગે લંડનમાં રમખાણ કર્યું હતું, ત્યાર બાદ આ બાબત ઉપર ધ્યાન આપવાથી બસો વર્ષ કરતાં પણ વધારે વખત થયાં ત્યાં આગળ ફરીથી પ્લેગ પેસવા પામ્યો નથી. અને તેથી આ દેશમાં પણ જો આ બાબત ઉપર ખાસ ધ્યાન આપવામાં આવે અર્થાત્ ગીચોગીચ વસ્તી અને અંધારાવાળાં મલીન મકાનોમાં વસવાનું છોડી દેઇ સ્વચ્છ હવા અને પુરતા અજવાળા વાળાં મકાનોમાં વસી તેઓને સ્વચ્છ રાખવાનું કામ ખંતપૂર્વક કરવામાં આવે તો આ દેશમાંથી પણ પ્લેગ નાબુદ થશે એવી ખાત્રી પૂર્વક આશા રખાય છે.

આ ઉપરથી સાફ સમજાશે કે પ્લેગ દુષિત સ્થળનો ત્યાગ કરીને સ્વચ્છ હવા અને અજવાળાવાળી જગ્યામાં જઇને વસવું એ પ્લેગનો સર્વોત્તમ ઉપાય છે. છતાં પણ કેટલી એક વખતે એવું બને છે કે ગામ બહાર રહેવા ગયેલા લોકોનાં ખેતરોમાં, ઝુંપડાંમાં કિંવા ખુલ્લાં સ્થળોમાં પણ મરકીના કેસો થાય છે. આમ થવાનું કારણ બારીકાઇથી તપાસતાં એવું માલુમ પડી આવે છે કે મરકીવાળા ભાગમાંથી સાથે લાવવામાં આવેલા સર સામાન કિંવા રોગી મનુષ્યો મારફતે મરકીના જંતુઓ ત્યાં આગળ આવેલા હોવાથી એમ બને અગર કાં તો લોકો બહાર નિકળ્યા પછી પણ પોતાનો ખુટતો સર સામાન લેઇ આવવા વ્યાપાર ઉદ્યોગ માટે કિંવા બીજા કોઇ કારણ

સર મરકી દુષિત ગામમાં જવા આવવાનો સબંધ ચાલુ રાખે છે, અને તેથી પોતાની જોડે મરકીના જંતુઓને લેઇ આવે છે. વળી કેટલી એક વખતે બહાર નિકળેલા લોકો ગામથી એટલા બધા નજીક વસેલા હોય છે કે મરકીવાળા ભાગમાંથી રોગ લાગુ પડેલા ઊંદરો, ચાંચડો, જંતુઓ વિગેરે ત્યાં જા, આવ કરી શકે છે. અને તેથી એકાદ ગામમાં એકાદ, બે, ઘેર ઊંદરો પડવાના શરૂ થાય કે તરતજ પુરતા સર સામાન સાથે ત્યાંથી ઓછામાં ઓછું એક માઇલ છેટે નિકળી જવું જોઇએ. અને ત્યાર બાદ લગભગ બે, ત્રણ મહીના સુધી ગામમાં જવા આવવાનો કિંવા ત્યાંથી કંઇ પણ સામાન લઇ આવવાનો વ્યવહાર તદન બંધ કરી દેવો જોઇએ. ઘણા ભાગે મરકીના જંતુઓ પ્રથમ ઊંદરોનેજ લાગુ પડે છે, અને જ્યાં સુધી ઊંદરો હયાત હોય ત્યાં સુધી બીજાં પ્રાણીઓ ઉપર હુમલો કરતા નથી. વળી ઊંદરો મરવા માંડયા પછી પંદરેક દિવસનો સમય વીત્યા બાદજ મનુષ્યો ઉપર હુમલો કરે છે. અને તેથી એકાદ સ્થળમાં ઊંદરો મરવા લાગ્યાની સાથેજ તે સ્થાનનો ત્યાગ કરી એકાદ માઇલ દુર ચોખ્ખી હવામાં જઈ વસવામાં આવે અને ત્યારબાદ ગામમાં જવા આવવાનો વ્યવહાર બંધ કરવામાં આવે તો પ્લેગથી મુક્ત રહી શકાય એ ચોકમ વાત છે.

પ્લેગથી મુક્ત રહેવાનો સર્વોત્તમ ઉપાય માત્ર ઉપર બતાવ્યા મુજબ એક છે, કે જેમ બને તેમ પ્લેગ દુષિત સ્થળનો ત્યાગ કરી તેની જોડે કોઇ પણ જાતનો સબંધ રાખવો નહિ. વળી જો પોતાના ગામમાં સારૂં હોય આજુ બાજુના ગામોમાં પ્લેગ ચાલતો હોય તો તેનો ચેપ આપણા ગામમાં આવે નહિ એટલા માટે પ્લેગવાળાં

ગામોએ જવા આવવાનો તેમજ ત્યાંથી કંઇ પણ સરસામાન મંગા-
વવાનો વ્યવહાર પણ તદ્દન બંધ કરવો જોઇએ. પરંતુ કદાચ આવી
તજવીજ ન રાખી શકાય અને તેથી પોતાના ગામમાં પ્લેગ ચાલે
છતાં બહાર નિકળી જવાની ગોઠવણ ન બની શકે કિંવા બહાર
નિકળવા છતાં ત્યાં પણ પ્લેગના કેસો બને તો પછી પ્લેગનો વિશેષ
ફેલાવો થતો અટકાવવાને નીચેના ઉપાયો કામે લગાડવા ખાસ લક્ષ
આપવું જોઇએ.

## ૩ પોતાના ગામમાં ચાલતા પ્લેગથી બચવાના ઉપાયો.

**૧. વસવાનાં મકાનોની રચનામાં ફેરફાર**—પ્રાણી માત્રના
જીવન રક્ષક તરીકે મનાતી પવન, પાણી અને ખોરાક એ ત્રણ
ચીજોમાં પવન એટલે હવા એ ઘણીજ અગત્યની વસ્તુ છે. એ
હવાનો પ્રવાહ રૂતુમાન પ્રમાણે એક કલાકમાં પાંચથી પંદર માઇલ
જેટલી ગતિએ નિરંતર વહ્યાં કરે છે; અને તેથી જે જે સ્થળોમાં
થઇને એ હવાનો પ્રવાહ આર પાર પ્રસાર થઇ શકે છે, તે તે સ્થ-
ળોની હવા એક કલાકમાં ઘણીવાર બદલાય છે. અને તેથી કોઇ
સ્થળમાં પ્લેગના કેસો થતા હોય ત્યાંની દુષિત હવા વાતાવરણમાં
મળી જઇ ત્યાં આગળથી પ્રસાર થતા પવનના પ્રવાહ સાથે પાંચ,
દશ માઇલ દુર ચાલી જાય છે. આ વખતે તે હવામાં રહેલા પ્લેગ-
ના જંતુઓ પણ સાથે ઘસડાઈ જાય છે, અને રસ્તામાં જો કોઈ
ગંદવાડ, અંધારા કે ભેજવાળી જગ્યા મળી જાય છે તો ત્યાં આગળ
ઠરી જઇ વૃદ્ધિ પામી પ્લેગનો ઉપદ્રવ કરે છે. જો કે આમ હવા
સાથે ઘસડાઇ જતાં જંતુઓ અજવાળા અને તડકામાં જવાથી

તાપના લીધે તેમજ ઓક્સિજન વાયુના સંયોગને લીધે ઘણા ખરા નાશ પામે છે. પરંતુ જો વાદળાં અને ભેજવાળી હવા હોય તેમજ રાત્રિનો સમય હોય અને તેથી સર્વે હવાનો સંયોગ થાય તો અતિશય દુર સુધી જઇ શકે છે, અને ઠંડી હવા મલીન જગ્યા મળતાં ત્યાં આગળ ઠરી વૃદ્ધિ પામે છે. આ ઉપરથી સમજાય છે કે ગરમ હવામાં મરકીના જંતુઓનું પોષણ થતું નથી, અને તેથી ઘરમાં સૂર્યનો તડકો, પુરતું અજવાળુ, અને હવા આવ-જાવ કરવાને જોઇતાં બારી બારણાં રાખવામાં આવ્યાં હોય તો આવાં જંતુઓ ઉત્પન્ન થતાં નથી; અને કદાચ બહારથી આવી ચડયાં હોય તો પણ તેઓનો જલદી નાશ થઇ જાય છે. કિંવા હવાના પ્રવાહ સાથે ઘસડાઇ જાય છે. પરંતુ બંધીઆર જગ્યામાંની હવા વારંવાર ન બદલાતાં એક સરખી કાયમ રહી દીનપ્રતિદીન વિશેષ મલીન થતી જાય છે. અને તેથી મરકી અને તેનાં જંતુઓનો નાશ કરવાને માટે અંધારા વાળી જગ્યાઓ, મેલાં દુર્ગંધ યુકત સંડાસો વિગેરેની રચનામાં ફેરફાર કરી તેમાં સારી રીતે તડકો અને અજ-વાળુ આવી શકે એવો સુધારો કરવો જોઇએ. જંતુનાશક ધુપોથી તે મકાનોની અંદરની હવા વારંવાર શુધ્ધ કરવી જોઇએ, તેમજ ચુનો કે જે દુર્ગંધને ખાઇ જાય છે તેનાથી ધોળીને મકાનો અંદ-રથી તેમજ બહારથી સારી પેઠે સ્વચ્છ રાખવાં જોઇએ. વળી ભીનાશવાળી હવા પ્લેગનાં જંતુઓને વિશેષ અનુકુળ આવે છે માટે મકાનમાં જરાપણુ ભીનાશ ન રહે એટલા માટે ગટરો, ખાળ, કુવા, પાણીઆરાં, મોરીઓ, અને પેશાબખાનાં દરરોજ સાફ કરવાં જોઇએ. ઘરની અંદર તેમજ બહાર કોઇ પણ જાતનો કચરો નહિ રહેવા

દેતાં દરેક સ્થળે વાળીઝુડીને સફાઈ રાખવી જોઇએ. મળ, મૂત્ર, કફ, એંઠવાડ વિગેરે દુર્ગંધજનક ચીજોને ઘરની નજીકની જગ્યા પાસે નહિ નાંખતાં વાસણમાં ઝીલી લેઇ તેના ઉપર રાખ, માટી અથવા તો બીજી દુર્ગંધ નાશક દવા છાંટી છેટે નાંખી આવવાં જોઇએ, અથવા તો દેવતાથી બાળી મૂકવાં જોઇએ; પરંતુ તેમને જમીનમાં દાટવાં નહિ. કેમકે જમીનમાં દાટવાથી તેમાં રહેલાં જંતુઓને પોષણ મળી બળવાન થાય છે, એટલુંજ નહિ પરંતુ એવી દુર્ગંધિવાળી જગ્યામાં અસંખ્ય બીજાં જંતુઓની ઉત્પત્તિ થાય છે.

**૨. શેરીઓ, પોળો તથા ગામના પાદરની સ્વચ્છતા**—જેવી રીતે ઘરમાં સ્વચ્છતા રાખવી જોઇએ તેવીજ રીતે શેરી, પોળ અને રસ્તામાં પણ સ્વચ્છતા રાખવી જોઇએ. વળી ગામડાઓમાં જે ખાતરના ઉકરડા ગામ નજીક કરેલા હોય તે દુર કરાવવા જોઇએ, તેમજ જે નકામો કચરો ગામ નજીક નાંખવામાં આવતો હોય તે પણ બાળી નંખાવવો જોઇએ. એક બાહોશ તબીબ પુરતા અનુભવથી જણાવે છે કે મરકીનો દરદી જે જગ્યા ઉપર થુંક્યો હોય તે જગ્યા ઉપરની રજ પણ જો બીજા મનુષ્યના શ્વાસમાં જાય તો તેને પ્લેગ થાય છે, અને તેથી ઘરમાં, ગામમાં, શેરીમાં કે ગામની નજીકમાં કોઇપણ જાતનો ગંદવાડ થવા દેવો જોઇએ નહિ.

**૩. આહાર વિહાર અને પોષાકની શુદ્ધતાની આવશ્યકતા**—મરકીના સમયમાં ખોરાક સારો, સાદો, ઊંચી જાતનો અને તાજો ખાવો જોઇએ. શાકભાજી વગર સડેલાં તાજાં અને જલદી પચે તેવાં ખાવાં, તેમજ ઘણા વખતથી રાંધેલો અને ઠંડો પડી ગયેલો તેમજ વાસી ખોરાક ખાવો નહિ. વળી ખોરાક બહુ સંભાળ

પૂર્વક સ્વચ્છતાથી બનાવવો અને તે તૈયાર થયા પછી તેને માખીઓ, ચાંચડો, ઉંદરો વિગેરે સ્પર્શ કરી શકે નહિ એવી રીતે સાચવીને રાખવો જોઇએ. કેમકે એવાં પ્રાણીઓદ્વારા ખોરાકમાં મરકીના જંતુઓ દાખલ થાય છે. પાણી તેમજ દુધની પણ તેવી સંભાળ રાખવી. અને બનતા સુધી તો ઉકાળીને ઠંડુ પાડી ગળી લીધા સિવાયનું પાણી પીવામાં વાપરવુંજ નહિ જોઇએ. પાણીને જીવની માફક જાળવવું જોઇએ, અને માટીના કોરા માટલામાં ભરીને તેને કોઇપણ જીવ જંતુ લાગે નહિ તેવા સ્થળમાં રાખવું જોઇએ. સવાર સાંજ બે ટાણાં વખતસર ખાવું જોઇએ. ભજીઆં, શીરો, પુરી, લાડુ, જલેબી, કંસાર, તેમજ બીજાં પકવાનો અને ભારે પડતો ખોરાક ખાવો નહિ. રાત્રિના સમયે ઠંડી હવા અગર તો દવમાં રહેવું નહિ, તેમજ મોડી રાતના વરઘોડા, નાટકો વિગેરે જોવા પણ જવું નહિ. વળી પહેરવાનાં કપડાં તથા શરીર સ્વચ્છ રાખવું તેમજ શરીર ગરમ રહે તેવાં કપડાં પહેરવાં. વળી નબળા બાંધાના શરીરવાળાએ ઠંડા પાણીથી સ્નાન નહિ કરતાં ગરમ પાણીથીજ સ્નાન કરવું.

**૪. રોગ બીજનો નાશ થવાને પુરતા અજવાળા અને હવાની આવશ્યક્તા**—સઘળાં દૃષ્ટિએ દેખાતાં તેમજ અદૃશ્ય જંતુઓનો નાશ કરવાની શક્તિ સૂર્યના તાપમાં રહેલી હોવાથી તેના સમાન ડીસઇનફેક્ટન્ટ એટલે જંતુનાશક બીજો ઉપાય દુનિયામાં એક પણ નથી, અને તેથી દરેક ઘરમાં પુરતુ અજવાળું અને બરાબર તડકો આવે તેવી ગોઠવણ કરવી જોઇએ, એટલુંજ નહિ પરંતુ માથું ન ચઢે તેવી રીતે દરેક જણે દરરોજ થોડો ઘણો તડકો પણ ખાવો જોઇએ; તેમજ પહેરવાનાં કપડાં તેમજ ઓઢવાપાથર-

વાની ચીજો દરરોજ થોડીવાર તડકામાં રાખવી જોઇએ. વળી રાંધવાનાં વાસણકુસણ, કપડાં વિગેરે દરેક સામાન પણ સ્વચ્છ રાખી વારંવાર તડકામાં તપાવવો જોઇએ. ઘરમાં પણ જ્યાં તડકો ન આવતો હોય ત્યાં પુરતો તડકો આવે એવી ગોઠવણ કરવી જોઇએ, તેમજ ઘરમાં સ્વચ્છ હવા પુશ્કળ આવે તેના માટે દરરોજ ઘરનાં બારી બારણાં ઘણી વાર ખુલ્લાં રાખવાં જોઇએ. ઘણાંએક ઘરોને માત્ર થોડી એકજ બારીઓ હોય છે, જે રાત્રે બંધ કરી લોકો ઓરડામાં સુવે છે, અને સુનારાઓના શ્વાસોશ્વાસમાંથી ઝેર નિકળે છે જેથી તે ઓરડાની હવા બગડેછે. એટલા માટે રાત્રે પણ ઘરમાં સ્વચ્છ હવાની આવ જા થાય તેવી રીતે બારી બારણાં અથવા તો બાકાં રાખવાં જોઇએ—વળી સુવાના ઓરડામાં દાણોદુણી તેમજ બીજો વધારે સામાન રાખવો નહિ, તેમજ ઘરમાં ઢોર પણ બાંધવાં જોઇએ નહિ. વળી ઠંડી હવામાં પ્લેગના જંતુઓનું જોર વધે છે, અને તેથી રાત્રિના સમયે ઘરમાં થોડી વાર સઘડીઓમાં દેવતા સળગાવીને હવાને ગરમ બનાવવી તેમજ સગાં વ્હાલાંમાં પ્લેગના દરદીઓને જોવા જવું પડે તો બનતા સુધી રાતવાસો ત્યાં રહેવું નહિ.

૫. **શ્વાસોશ્વાસ મારફતે લાગુ પડતા પ્લેગના જંતુઓ અને તેનાથી બચવાના ઉપાયો**—આગળ કહેવામાં આવ્યુંછે તેમ પ્લેગના જંતુઓ શ્વાસોશ્વાસ મારફતે પણ લાગુ પડે છે. જો કે શ્વાસોશ્વાસ લેવાનું કાર્ય અટકાવી શકાય તેવું નથી, અને તેથી જે ઠેકાણે પ્લેગના જંતુઓનો અતિશય ઉપદ્રવ હોય તેવા સ્થળે બનતા સુધી જવુંજ નહિ જોઇએ. અગર જો જવાની જરૂર પડે તો જે સમયે તેવા સ્થળે સૂર્યનો પુરતો તાપ પડતો હોય તેવા સમયે જવું,

કિંવા ગંધક કે લીમડાનાં પાંદડાંની ધુણી સળગાવીને તે સ્થળની હવા સ્વચ્છ કરીને જવું જોઇએ. બનતા સુધી દિવસના બાર વાગ્યાથી ચાર વાગ્યા સુધીનો વખતજ આ કામ માટે પસંદ કરવો જોઇએ. અને એ સમય છોડીને બાકીના વખતમાં કોઇપણુ પ્લેગ દુષિત સ્થળે જવાને ઘર બહાર એક પણુ પગલું ન ભરવાને દૃઢ પ્રતિજ્ઞા લેવી જોઇએ. પ્લેગનું દરદ જેને લાગુ પડેલું હોય તેવા દરદીના શ્વાસોશ્વાસદ્વારા પણુ બીજાં તેની નજીકમાં બેઠેલાં કિંવા સારવારમાં રોકાએલાં મનુષ્યોને પ્લેગ લાગુ પડે છે; અને તેમાં પણુ ઘણું કરીને ન્યુમોનિક એટલે ફેફસાંની વિકૃતિ કરનાર પ્લેગના દરદીનો શ્વાસ બીજા સારા મનુષ્યના શ્વાસમાં જવો એ ખરેખર ભયંકર છે; અને તેથી કોઈપણુ પ્લેગના દરદી પાસે કદાચ બેસવું પડે તો દરદીના મહોડામાંથી શ્વાસ આવતો હોય તેની સામે બેસવું નહિ, પરંતુ તેનાથી ઊલટી અર્થાત્ શુદ્ધ હવાવાળી બાજુએ બેસવું. આ વાત ખાસ ધ્યાનમાં રાખવી. વળી આવા પ્રકારનો દરદી શ્વાસ લે, ખાંસી ખાય, છીંકે કિંવા બોલે ચાલે તેનાં ભીનાં રજકણો સારવાર કરનારાઓના શ્વાસમાં ન જાય એટલા માટે એવા પ્રસંગે તેઓએ પોતાના મહો આડુ કપડું રાખવું, અને તે કપડું દરરોજ બાળી મુકવું. વળી પ્લેગવાળા દરદીનો ઓરડો વાળનારના શ્વાસમાં પ્લેગવાળી જગ્યાની ધૂળનાં રજકણો જવાથી પણુ પ્લેગ લાગુ પડવાનો સંભવ છે, એટલા માટે દરદીનું થુંક, કફ, મળ, મૂત્ર વિગેરે જમીન ઉપર નહિ પડવા દેતાં આશરે એક અધોળ કાર્બોલિક એસિડ મેળવેલા દશ શેર પાણીમાં કે તેની ગેરહાજરીમાં ચુનાના પાણીમાં ઝીલી લેઇ તેનો જલદી નાશ કરવો. વળી એ થુંક કે કફ લેતી વખતે તેના ઉપર માખીઓ બેસે નહિ તેની સંભાળ રાખવી. કેમકે માખીઓ એ કફ

અથવા તો થુંકને ચુસીને તેનો ચેપ બીજે ફેલાવે છે. વળી દરદી-વાળા ઓરડાને વાળવાની કે શેત્રંજીઓ વિગેરે ઝાપટવાની પણ બંધી કરવી. અને બે ભાગ રસકપુરને બે હજાર ભાગ પાણી સાથે ઓગાળીને તે પાણીમાં કપડું ભીંજાવીને તે ભીના કપડાથી જમીન તથા શેત્રંજીઓ લુછી લેવી.

**૬. શરીરના કોઈપણ ભાગ ઉપર પડેલાં ચાંદા, ચાંદીઓ મારફતે લાગુ પડતો પ્લેગ અને તેનાથી બચવાના ઉપાયો—** હાથ, પગ અથવા તો શરીરના કોઇપણ ભાગ ઉપર ચાંદુ, ચાંદી, જખમ, ઊઝરડો કિંવા કાપો પડેલો હોય અથવા તો છોલાએલું હોય ત્યારે તે ભાગ ખુલ્લો રાખીને પ્લેગવાળા સ્થળમાં જવું નહિ. કારણ કે તે દ્વારા પ્લેગના જંતુઓ લોહીમાં પ્રવેશ કરે છે, અને આપણે વિસ્મય થઇએ તેવી રીતે એકાએક પ્લેગનો રોગ લાગુ પડે છે. માટે પ્લેગવાળી જગ્યામાં જવાની જરૂર પડે તો આવી ઇજા-વાળા ભાગ ઉપર ગમપ્લાસ્ટરની પટી મારી તેને સારી પેઠે ઢાંકી દેવો, અથવા જો તેમ કરવાને ન બને તો તે ભાગ ઉપર કાર્બોલિક ઓઇલ એટલે ધા તેલમાં રૂ ભીંજાવીને મુકવું, અને તે ઉપર કપ-ડાનો પાટો બાંધીને જવું.

**૭ પગનાં તળીઆંદ્વારા લાગુ પડતો પ્લેગ અને તેથી બચવાનો ઉપાય.** શરીરના બીજા કોઇપણ અવયવ કરતાં પગનાં તળીઆંદ્વારા પ્લેગનાં જંતુઓ વ્હેલાં લાગુ પડે છે, અને તેથી પ્લે-ગના સમયમાં જેને મળે તેણે પગે મોજા પહેરવા, અને તે ન મળે તેણે જોડા પહેરવા. પરંતુ ઉઘાડા પગે કોઇપણ સ્થળે જવું નહિ. પ્લેગવાળી રૂતુમાં ફર્મ ઉપર આધાર રાખીને પ્લેગદુષિત સ્થળમાં

પડી રહેવું અને ઉઘાડા પગે ફરવું એ મોટામાં મોટું પાપ છે, કુકર્મ છે, જુલમ છે, અધર્મ છે, મરણના મુખમાં જવાની અને વળી બીજાઓને સાથે લેઇ જવાની એટલે મરવાની તેમજ બીજાઓને મારવાની વિષની કટારી છે અને બારી છે.

**૮. પ્લેગની વૃદ્ધિ થતી અટકાવનારાં જંતુનાશક દ્રવ્યો–** આગળ કહેવામાં આવ્યું છે કે પ્લેગનાં જંતુઓ સંખ્યાબંધ રીતે હવામાં, પૃથ્વી ઉપર તેમજ ચાંચડો અને ઉંદરોમાં વસે છે, અને તેઓના લીધેજ પ્લેગનું દરદ ઉત્પન્ન થાય છે, માટે એ જંતુઓનો નાશ કરવો એ પણ પ્લેગની વૃદ્ધિ થતી અટકાવવાનો એક મુખ્ય ઉપાય છે. આવાં જંતુઓનો રસાયણિક દ્રવ્યોથી નાશ થઇ શકે છે, અને જે દ્રવ્યો તેઓનો નાશ કરે છે તેઓ ડીસઇન્ફેક્ટન્ટ અથવા તો દુર્ગંધનાશક દ્રવ્યોના નામે ઓળખાય છે. જો જંતુઓ નિર્બળ અને ઓછા પ્રમાણમાં હોય તો સાધારણ દ્રવ્યોથી પણ તેઓનો નાશ થઇ શકે છે, પરંતુ જો તેઓ વધારે જથામાં અને બળવાન હોય તો તેઓનો નાશ કરવાને માટે ઉપયોગમાં લેવાનાં દ્રવ્યો પણ સખ્ત સ્વરૂપમાં હોવાં જોઇએ. આ કામ માટે આજકાલ જે, જે દ્રવ્યો વપરાય છે તેઓમાં નીચે બતાવ્યા મુજબનાં મુખ્ય છે. એ સિવાય વળી કુદરતી રસાયણ એટલે ઓક્સિજન વાયુના યોગે પણ ઘણાંખરાં જંતુઓનો નાશ થઇ જાય છે.

૧ ઓકસીજન ગ્યાસ અથવા ક્લોરીન ગ્યાસ સાથે પોટાસ પરમેગનેટનો સંયોગ કરવાથી જંતુઓ મરી જાય છે. તેવીજ રીતે ગંધક, લીંબડાનાં પાંદડાં કે લોબાનની ધુણી કરવાથી અથવા તો પારો, ફીનાઇલ, ચુનો કે કાર્બોલિક એસિડનું પાણી છાંટવાથી પણ જંતુઓનો નાશ થાય છે. અને તેવાં પાણીઓ નીચે મુજબ બનાવીને વપરાય છે.

## રસકપુરનું લોશન-પાણી બનાવવાની રીત.

રસકપુર—૧) એક રતલ.
મીઠું—૨) બે રતલ.
પાણી—૧૦) દશ ગ્યાલન ( ૧૦૦ પાઉન્ડ )

પ્રથમ રસકપુર અને મીઠાને સારી પેઠે ખરલ કરી પાણીમાં નાખી સારી પેઠે ઓગળી જાય ત્યાં સુધી હલાવવું, અને પછી ઘરમાં છાંટવાના તેમજ દરદીએ વાપરેલાં બિછાનાં, કપડાં, ઘરનો સામાન વિગેરે સાફ કરવાના ઉપયોગમાં લેવું.

**કાર્બોલિક લોશન બનાવવાની રીત.** કાર્બોલિક એસિડ એક ભાગ લેઇ વીસ ગ્યાલન પાણીમાં થોડાએક નરમ સાબુ સાથે મેળવી ઉપયોગમાં લેવું.

**ચુનાનું લોશન બનાવવાની રીત.** ઘર ધોળવા તેમજ મોરીઓ અને સંડાસોમાં નાંખવા માટે ચુનાનો ઉપયોગ કરવો હોય તો ચુનાના જાડા પાણીમાં ક્લોરાઇડ ઓફ લાઇમ મેળવીને વાપરવું.

આ સિવાય વળી કેટલાએક અનુભવી અને કાબેલ ડૉક્ટરોનો એવો મત છે કે ક્લોરીન ગ્યાસ અને કાર્બોલિક એસિડને સાથે મેળવી ઉપયોગમાં લેવામાં આવે તો તેથી ગમે તેવી બળવાન સ્થિતિનાં અને ગમે તેટલાં વધી પડેલાં હોય તોપણ સઘળાં જંતુઓનો નાશ થઇ શકે છે,

**આવાં લોશનોનો ઉપયોગ કરવામાં રાખવી જોઇતી સાવચેતી**—જો કે જંતુઓનો નાશ કરવાનેમાટે આવીરીતે મકાનોને ચુનાથી ધોળવામાં આવે અને કાર્બોલિક એસીડ, રસકપુર વિગેરે

નાં પ્રવાહીઓ છાંટવામાં આવે ત્યારે કેટલાં એક જંતુઓનો નાશ થાય છે, પરંતુ એ લોશનો છાંટવાથી થયેલી ભોંયતળીઆની ભીનાશ જો લાંબો સમય ટકે તો તે બીજાં બચવા પામેલાં જંતુઓમાંથી ઉલટો અસંખ્ય જંતુઓનો વધારો કરી આપે છે. માટે આવાં લોશનો છાંટયા બાદ જેમ બને તેમ તેઓને જે સ્થળે છાંટવામાં આવ્યાં હોય તે સ્થળોને જલદી કોરાં પાડવાં જોઇએ. આ કામ માટે યોગ્ય લાગે તો છાપરાનાં નળીયાં ઉકેલી નાંખીને ચાર, પાંચ દિવસ સુધી ઘરમાં સૂર્યનો તડકો પુષ્કળ પ્રમાણમાં દાખલ કરવો જોઇએ, તેમજ ભોંયતળીઆ ઉપર છાણાં, ઘાસ વિગેરેની તાપણીઓ પણ કરવી જોઇએ.

૯. **પ્લેગ પ્રતિબંધક ઔષધો**—પ્લેગની સૃષ્ટિ ઉપર થયેલી મૂળ શરૂઆતથી માંડીને આજ પર્યંત એટલે લગભગ ત્રણ,ચાર હજાર વર્ષો કરતાં પણ વધારે સમયથી અનેક વિદ્વાન્ વૈદ્ય ડૉકટરોએ સતત્ પરિશ્રમ લેઇ શોધ કરવા છતાં પણ પ્લેગ થતો અટકાવવાનો કિંવા લાગુ પડ્યા પછી તેમાંથી દરદીને બચાવવાનો કોઇ પણ રામબાણ ઔષધિઉપચાર હજુસુધી સર્વમાન્ય રીતે પ્રસિદ્ધિમાં આવ્યો નથી. તોપણ છેલ્લાં વીશ વર્ષો એટલે ઇ. સ. ૧૮૯૬થી આજસુધી ઓછા વત્તા પ્રમાણમાં પણ સતત રીતે આ દેશમાં પ્લેગ ચાલુ રહેવાથી નામદાર સરકારના મેડિકલ ડીપાર્ટમેન્ટ તરફથી તેમજ બીજા પણ વિદ્વાન્ વૈદ્ય ડૉકટરો તરફથી અનેક ઔષધોનો બહોળો અનુભવ લેવામાં આવ્યો છે. તેના પરીણામે જેના ઉપર વિશ્વાસ રાખી શકાય એવી સંતોષકારક રીતે જે જે ઔષધો આજસુધીમાં સિદ્ધ થયાં છે તેઓનુંજ માત્ર અત્રે વર્ણન કરવામાં આવે છે, કે જેથી તેઓપૈકી

ગમે તે એકાદ ઔષધનો ઉપયોગ કરનારને વધતા ઓછા પ્રમાણમાં પણ ફાયદો થયા સિવાય રહે નહિ.

૧. **સીરમની** દવા—પ્લેગ દુષિત સ્થળમાં રહેવા છતાં પણ પ્લેગનો ઉપદ્રવ લાગુ પડે નહિ એટલા માટે સરકારી મેડિકલ ખાતા તરફથી પ્લેગના જંતુઓમાંથી એક પ્રકારની રસી તૈયાર કરવામાં આવી છે—એ રસી સાજા મનુષ્યની ચામડીમાં પીચકારી વડે દાખલ કરવાથી પ્લેગનું દરદ લાગુ પડતું નથી એમ કહેવાય છે. આ રીતથી ચોક્કસપણે ફાયદો થાય છેજ કે કેમ ? તેમજ એ રસી મુકાવવાથી તેની ઝેરી અસરને લેઇને ભવિષ્યમાં બીજા કોઇ અણુધાર્યા રોગોની આપદા ભોગવવી પડે છે કે કેમ ? તે વિષે ઘણા મતભેદ ચાલે છે, અને તેથી તેના સમાધાનાર્થે નામદાર મુંબાઇ સરકાર તરફથી જાહેર કરવામાં આવ્યું છે કેઃ—

મરકી અટકાવનારી દવા મુકવાના સંબંધમાં કેટલાએક વિચિત્ર ભુલભરેલા વિચારો કેળવાએલા લોકોના મનમાં હજુપણ ભરેલા છે, એમ સરકારની જાણમાં આવ્યું છે. અને તે વિચારો એ છે કે— (૧) મરકી અટકાવવાની દવા મુકવાથી જો કે તે વખતે મરકીમાંથી બચાવ થાય છે તો પણ બીજે વર્ષે મરકી થવાનો સંભવ રહે છે અને (૨) સદરહુ દવાથી નરમ પ્રકારની મરકી થાય છે. આ ભુલભર્યા વિચારો પૈકી પહેલા વિચારના સંબંધમાં જણાવવાનું કે મુંબઇની પરેલ લેબોરેટરીના ડીરેક્ટરે જે કીંમતી આંકડા વાર હકીકત ભેગી કરી છે તે ઉપરથી એવું નિશ્ચયપૂર્વક સિદ્ધ થાય છે કે દવા મુકતી વખતે અથવા ત્યારપછી પણ મરકી થવાનો કાંઇપણ સંભવ રહેતો નથી, તથા દવા મુકેલા માણસની તબીયત કોઇ પણ રીતે બગડતી

નથી. દવા મુક્યા પછી તે મનુષ્યને કેટલી મુદત સુધી મરકી લાગુ પડતી નથી તે જો કે નક્કી કહી શકાતું નથી, તો પણ એટલું તો નિઃસંશય જણાયું છે કે દવા મુક્યા પછીના છ મહિના દરમ્યાન તે દવાની મરકી અટકાવવાની શક્તિ સ્પષ્ટ જણાય છે, અને પહેલા વર્ષની આખર સુધી તે કાયમ રહે છે, તથા રસી મુક્યા પછીના બીજા વર્ષે તે શક્તિ કંઇક ઘટતી જાય છે. પાંચ વર્ષ પછી પણ આ શક્તિનો થોડો ઘણો અંશ રહેલો હોય છે. આ મુદતની આખરે જો કે દવા મુકેલા મનુષ્યના લોહીમાં કંઇ પણ મરકી અટકાવનારૂ તત્વ રહેલું હોતું નથી તોપણ તેની શારીરિક સ્થિતિ પાંચ વર્ષ ઉપર જેવી હતી તેના કરતાં કોઇ પણ પ્રકારે ખરાબ હોતી નથી. તેમજ બીજા લોકોને મરકી થવાનો જેટલો સંભવ છે તેટલોજ સંભવ તેને હોયછે. અને તેથી સહુથી ઉત્તમ રસ્તો એછે કે દરવર્ષે રસી મુકાવ્યા કરવી. કેમકે રસી મુકાવ્યાપછી બીજા વર્ષમાં તેની મરકી અટકાવવાની શક્તિ કંઇક ઘટે છે. અને તેથી જો તે વર્ષમાં ફરીથી દવા મુકવામાં આવે તો તેની એકંદર શક્તિ આગલા વર્ષ કરતાં વધે છે. તેજ પ્રમાણે ત્રીજા વર્ષમાં દવા મુકાવવાથી બીજા વર્ષ માં મરકી અટકાવવાની શક્તિ જેટલી હોય છે તેના કરતાં વધે છે. અને આજ પ્રમાણે ફરી ફરી દવા મુકાવ્યાથી તેની મરકી અટકાવવાની શક્તિ વધતી જાય છે.

દવા મુકાવ્યાથી એક નરમ પ્રકારની મરકી થાય છે એવો જે બીજો ભુલ ભરેલો વિચાર છે તે કેવળ ભ્રમજ છે, એમ કહેવામાં કંઇ હરકત નથી. કેમકે મરકી અટકાવનારી દવા જંતુઓ વિનાનો પ્રવાહી પદાર્થ હોવાથી કોઇ પણ રોગ થવાનો નથી. રસી મુકાવાથી શાં શાં

પરિણામો આવેછે, તે જોવાની એક અપૂર્વ તક તુરંગના વૈદ્યકિય અમલદારોને મળી છે. અને તે ઉપરથી એવું જણાયું છે કે દવા મુકેલાં ૬૮૩૫ મનુષ્યોમાંથી માત્ર ત્રણ મનુષ્યો સિવાય બીજા કોઇને કંઇ પણ ઇજા થઈ નહોતી. અને આ ત્રણે શખ્સોને બગલમાં ગાંઠ નીકળી હતી, જે એકજ અઠવાડીઆમાં બેસી ગઇ હતી. મરકી અટકાવનારી દવાની શું શું અસર થાય છે તેનું સવિસ્તર વર્ણન આપવું અશક્ય છે. કારણકે તે સમજવામાં ઘણા વૈદ્યકીય જ્ઞાનની જરૂર છે, તોપણ એટલું તો કહી શકાય છે કે મરકી અટકાવનારી દવામાં જે જંતુમાંથી મરકી ઉત્પન્ન થાય છે તે જંતુઓનાં જીવન તત્વો હોય છે. અને જ્યારે આ તત્વો મનુષ્યના શરીરમાં પીચકારીથી દાખલ કરવામાં આવે છે ત્યારે તેઓ તેના લોહી સાથે મળી જાય છે. અને તેમાંના એટલે લોહીમાંના જીવકોશના લીધે મરકીના જંતુઓના ઝેરનો નાશ કરનાર તત્વો ઉત્પન્ન થાય છે. કુદરતી હમેશના નિયમ પ્રમાણે આવા ઝેરનો નાશ કરનારાં પુષ્કળ તત્વો તૈયાર થાય છે અને તે રસી મુકાવવાથી લાગુ પડતી મરકીને અટકાવનારાં તત્વો તરીકે લોહીમાં ફરે છે. આ પ્રમાણે લોહીમાં તૈયારી હોવાથી મરકીનાં જંતુઓ તેમાં દાખલ થતાની સાથેજ કાંઇ પણ માઠું પરિણામ લાવે તે પહેલાં નાશ થઇ જાય છે.

મરકી અટકાવનારી દવા કેવી રીતે અસર કરે છે તેનું આ ટુંકુ વર્ણન છે. અને તે ઉપરથી સમજાશે કે રસી મુકાવવાથી તેની અસરથી શરીરમાં પ્લેગ લાગુ પડતો અટકાવનારૂં તત્વ ઉત્પન્ન થાય છે તે દરમ્યાન કંઈ પણ ખરાબ પરિણામ થવું અશક્ય છે.

જ્યારે મુંબાઇ સરકાર રસીની તરફેણમાં આવો લાભદાયક

અભિપ્રાય જાહેર કરે છે. ત્યારે વળી બીજા અનેક પ્રતિષ્ઠિત મેડીકલ ઓફીસરો તેના વિરૂદ્ધ કેવી સખ્ત ટીકા કરે છે. તેનું વાંચકોને સ્વલ્પ દિગ્દર્શન કરાવવાને માટે માત્ર એકાદ, બે અભિપ્રાયો અત્રે ટાંકી બતાવવામાં આવે છે—આ ટીકાઓ સમજવાને માટે પ્રથમ પ્લેગની રસી એ શું ચીજ છે અને તે કેવી રીતે બનાવવામાં આવે છે.

**સીરમની દવા એટલે પ્લેગની રસી બનાવવાની વિધિ—** આ રસી બનાવવાને માટે પ્રથમ પ્લેગના જંતુઓને સમુદ્રના ઘાસ ઉપર છૂટા મુકવામાં આવે છે. ત્યાં તેઓ જલદી વધવા માંડે છે; ત્યાર પછી મોટી બાટલીઓમાં બંધ કરીને છ અઠવાડીયાં સુધી તેઓને ત્યાં રાખવામાં આવે છે. આ વખતે આ જંતુઓ ખાસ પ્રકારનો મળ બહાર કાઢે છે. આ રસીનો શોધ કરનાર પ્રોફેસર હાફકીન સાહેબનું પોતાનુંજ કહેવું છે કે તેઓમાંથી જે મળ નિકળે છે. તે અત્યંત ઝેરી હોય છે. આ પછી એ બોટલોને ગરમ જળમાં રાખીને જંતુઓને મારી નાંખવામાં આવે છે. અને બોટલોને બહાર કાઢી તેઓની અંદર કાર્બોલિક એસિડ મેળવીને ન્હાની ન્હાની શીશીઓમાં પેક કરીને ભિન્ન ભિન્ન સ્થળે પ્રયોગ માટે મુકવામાં આવે છે. અને તેઓ સીરમની દવા એટલે પ્લેગ અટકાવનારી રસી તરીકે ઓળખાય છે, જેથી તેનો મનુષ્ય શરીરમાં પ્રવેશ કરાવવામાં આવે છે. ડૉક્ટરોના અભિપ્રાયો છે કે એમાં પ્લેગના જંતુઓ જીવતા પણ મોજુદ હોય છે. અને તેથી દક્ષિણ હૈદ્રાબાદના પ્લેગ કમીશનર કર્નલ લારી સાહેબ કહે છે કેઃ—હું હાફકીન સાહેબની પ્લેગ અટકાવનારી રસીનો હૈદ્રાબાદ પ્રાંતમાં પ્રયોગ કરવા તૈયાર છું પણ તે એવી સરતે કેઃ—એમાંથી જીવતા જંતુઓ કેવળ નિર્મૂળ કરવામાં

આવે, અને પછી એમ સાબિત કરવામાં આવે કે આરસી મુકવામાં કોઇપણ જાતનો લાભ રહે છે.

**કર્નલ જોન્સ સાહેબ લખેછેકે:**—રસીની ભરેલી ૭ બાટલીઓ પૈકી પાંચ બાટલીઓમાં ચોખ્ખે ચોખ્ખી રીતે જંતુઓની વૃદ્ધિ થતી માલમ પડી. અને છઠ્ઠી શીશી સંબંધમાં જે પ્રયોગ કરવામાં આવ્યો તેમાં સંદેહ હતો.

આ ઝેરનો એટલે રસીનો પ્રવેશ થયા પછી ચારથી બાર કલાકની અંદર મનુષ્યો વિશિષ્ટ પ્રકારના તાવની પીડાથી પીડિત થાય છે તેને માટે એ રસીનો બનાવનાર પ્રોફેસર હાફકીન સાહેબનો અભિપ્રાય છે કે ગરમી ૧૦૨ ડીગ્રી સુધી રહે છે. બાહુમાં સોજો માલુમ પડે છે. વળી બેચેની અને માથાનો દુખાવો પણ થાય છે. પ્રોફેસર સાહેબ સલાહ આપે છે કે ખાટલા ઉપર સૂવું, બાંહે હલાવવી નહિ, દુધ ચોખાનું ભોજન કરવું, અને ચોવીશ કલાક પછી એક સાદો જુલાબ લેઇ લેવો. આ વાત ઉપરથી સ્પષ્ટ થાય છે કે:—પ્લેગની રસી એ પ્લેગનોજ નમ્ર પ્રકાર છે, અને તેથી પ્લેગ થયા પછી જે રોગો આ રસી મુકાવનારાઓ પૈકી ઘણા ખરાઓને પણ થાય છે. જે મનુષ્યને ખરેખર પ્લેગ થયા છતાં પણ ઇશ્વર કૃપાથી બચી જવા પામ્યા છે, તેઓની પાસે જઇને તેઓની દશા પુછશો તો કોઇ મૂત્રાશયમાં સદાને માટે ગરમી બેસી જવાની ફર્યાદ કરશે. કોઇનો ચહેરો પીળો પડી ગયો હશે. કોઇમાં ખુશકીએ ઘર કર્યું હશે. અને તેથી જેઓ રસી મુકાવે છે. તેઓની પણ આજ દશા થાય છે. વળી કોઇનું વીર્ય પાતળુ પડી જાય છે. કોઇનું મગજ નિર્બળ થઇ જાય છે, તો કોઇનું શરીર રોગી બની જાય છે.

સર્જન જનરલ થારંટન કે જેમણે એક પત્ર વગેરે હિન્દના નામે લખ્યો હતો તેમાં તેઓ લખે છે કેઃ—રસી મુકાવી પ્લેગના હુમલાથી બચવાનો પ્રયાસ કરવો એ એક એવી જાતની તજવીજ છે કે બુદ્ધિથી વિચારતાં અસત્ય અને અખતરામાં બીન ઉપયોગી સાબીત થઈ ચુકી છે. વળી આ વાતનું સ્મરણ કરાવવામાં આવે છે કે સંભવ છે કે રસીનો અમલ મનુષ્યના શરીરમાં કોઇ એવી અવસ્થા ઉત્પન્ન કરી મુકે કે જેનું પરિણામ તે પછી ઘણુંજ ખરાબ જાહેર થાય.

આ પ્રમાણે એક તરફથી મુંબાઈ સરકાર જ્યારે રસીના ફાયદા જાહેર કરે છે, ત્યારે બીજી બાજુથી કેટલાએક પ્રતિષ્ઠિત તબીબો તેના વિરૂદ્ધ અભિપ્રાય દર્શાવે છે. છતાં એ બન્ને પૈકી કિયા કથનોમાં સત્ય રહેલું છે, તેનો સર્વ માન્ય નિર્ણય હજુ સુધી ન થઇ શકવાથી જનસમાજ પૈકી અમુક ભાગ જ્યારે તે ઔષધ પ્રત્યે વિશ્વાસની નજરથી જુવે છે, ત્યારે અમુક ભાગ તો હજુ સુધી શંકાશીલજ છે. અને તેથી જ્યાં સુધી તે બદલ સર્વ માન્ય સત્ય નિર્ણય પ્રગટ ન થાય ત્યાં સુધી તેનો ઉપયોગ કરવો કે કેમ તે બદલ અમે પણ કંઇ અભિપ્રાય આપી શકતા નથી. પરંતુ જેની ઇચ્છા હોય તેણે જાતે મુકાવી જોઇ ખાત્રી કરવી.

---

## ૨. એલોપેથિક એટલે અંગ્રેજી વૈદકના મત પ્રમાણેનાં અન્ય ઔષધો.

**આયોડીનનો ઉપયોગ**—પ્લેગનો ચેપ લાગુ પડતો અટકાવવાને તેમજ પ્લેગનું દરદ લાગુ પડયા પછી દરદીની ચિકિત્સા કર-

વાને માટે આજકાલ આ ઔષધ વિશેષ અસરકારક માલુમ પડયું છે. અને તેથી ઘણા ખરા ડૉકટરો તેનો પ્રત્યક્ષ એટલે સાફ ઓળખાય તેવા સ્વરૂપમાં કિંવા આડકતરી રીતે પણ ઉપયોગ કરતા હોવાથી આજકાલ તેની અનેક બનાવટો તૈયાર કરવામાં આવી છે. જેઓ પૈકી મુખ્ય નીચે મુજબ છે.

**ટીંક્ચર ઓફ આયોડાઈન રેકટી ફાઇડ**—ઇ. સ. ૧૮૯૬ થી ૧૯૧૨ સુધી જુદા જુદા વિદ્વાન તબીબો તરફથી પ્લેગના માટે અનેક દવાઓ સુચવવામાં આવી હતી અને અંતે તે બધી નિષ્ફળ નીવડી હતી. પરંતુ ત્યારબાદ સાલ્વેશન આર્મી મુક્તિ ફોજે આ ઔષધનો ઉપયોગ કરી પંજાબમાં લુધીઆણા નજીક આવેલી ઉમેદપુરની મુક્તિફોજ શાખાની આનંદી નામની નર્સે ૫૧ કેસોમાંથી ૫૦ કેસો સારા થયાનું પોતાના રિપોર્ટમાં જણાવ્યું હતું. તેમજ કાનપુર નજીક ફરામાં આવેલી “ સાલ્વેશન આર્મીઑયઝ ઇન્ડસ્ટ્રીઅલ હોમ ” નામની મુકિત ફોજની સંસ્થાના “ એન્સાઇન બોથાજી ” એ ૬૦ કેસોમાંથી ૫૬ સારા થયાનું જાહેર કર્યું હતું. તેમજ જો એ નિષ્ફળ ગયેલા ચાર કેસો પણ મોડા આણવામાં આવ્યા ન હોતતો તેઓ પૈકી પણ કેટલાએક બચી શકત એમ જણાવ્યું હતું. આ સંસ્થાએ આ ઔષધનો ઉપયોગ કરવાની નીચે મુજબ રીત જણાવી હતી.

ટીંક્ચર ઓફ આયોડાઇન (Tincture of Iodine) નું એકેક ટીપું થોડા પાણીમાં મેળવીને દર બે, બે કલાકે પાવું, અને પ્લેગની ગાંઠ ઉપર પાણીમાં ભેળવ્યા સિવાયનો એ ટીંક્ચર આયોડીન ઘસવાનું આખો વખત ચાલુ રાખવું. મુક્તિ ફોજની ઉત્તર

હિન્દુસ્થાનની :શાખાએ જાહેર કરેલો આ ઉપાય ઘણોજ સહેલો હતો. અને તેથી જો તે અકસીર નિવડે તો અત્યંત લાભદાયક થઇ પડે એટલા માટે મુક્તિફોજના આ રિપોર્ટ પછી નામદાર પંજાબ સરકારે આ ઔષધની બહોળી અજમાયશ ચલાવી હતી. જેમાં તે ઔષધ પ્લેગ ઉપર અકસીર માલમ પડવાથી પંજાબ સરકારના અભિપ્રાય ઉપરથી સને ૧૯૧૫ ના ફેબ્રુઆરી અને માર્ચ માસના ઇન્ડીઅન પ્રેસમાં બોમ્બે પ્લેગ રીસર્ચ લેબોરેટરીના મેજર લીસ્ટન તરફથી એવો રિપોર્ટ કરવામાં આવ્યો હતો કેઃ—

પંજાબ ગવર્નમેન્ટના પ્લેગ ખાતાએ સને ૧૯૧૫ ના સખ્ત ફાટી નિકળેલા પ્લેગના હુમલામાં ટીંકચર આયોડીનનો ફત્તેહમંદ રીતે ઉપયોગ કર્યો હતો. તેઓએ ઘણી ખુશીથી આ ઔષધ મફત આપ્યું હતું અને સેંકડે એકાશી ટકા સારૂં પરીણામ આવ્યું હતું. પ્લેગ ઉપર જ્યારે બીજાં ઔષધો માત્ર નામનીજ અસર કરે છે ત્યારે આ પરીણામ કંઇ ઓછું ગણાય નહિ. અને તેથી શહેરો તેમજ ગામડાંઓ કે જ્યાં પ્લેગ ફાટી નિકળ્યો હોય ત્યાં આ ઔષધ ઘણો અસરકારક તેમજ અટકાવ કરનારો ઇલાજ થઇ પડશે.

પંજાબ સરકારે આ ઔષધ ક્યાં ક્યાં વાપર્યું અને શું શું પરીણામ આવ્યું તેના આંકડા આ મુજબ છે.

| શહેરનું નામ. | પ્લેગના દરદી. | આયોડીનની સારવારથી સારા થયા તે | નિષ્ફળ ગયા. |
|---|---|---|---|
| લાહોર | ૧૩૯ | ૧૨૬ | ૧૩ |
| ડહેરાનાનક | ૨૬૮ | ૨૧૦ | ૫૮ |
| પુરડાસપુર | ૩૩ | ૨૬ | ૭ |
| બાટાલા | ૨૧૧ | ૧૬૧ | ૫૦ |
| લાયલપુર | ૫૪ | ૫૦ | ૪ |

આ ઔષધ વાપરવાની સરસ રીત એ છે કે ટીંક્ચર આયો-ડીનનું એક ટીપું એકથી બે ઔંસ પાણી સાથે મેળવીને જેને પ્લેગ લાગુ પડયો હોય તેને પાવું. એ પ્રમાણે દર બે બે કલાકે દવા આ-પવી, તેમજ ગાંઠ ઉપર સવાર, સાંજ ટીંક્ચર આયોડીન ચોપડવું. એ સિવાય બીજી કાઇ પણ દવા આપવી નહી. દરદીને સારી તાજી હવામાં રાખવો, તેને કાંજી, દુધ જેવો પ્રવાહી ખોરાક આપવો. તરસ લાગે ત્યારે ઠંડુ પાણી પુષ્કળ પાવું. પ્લેગમાં વધારે પાણી ન પાવું એવું લોકો જે માને છે તે મોટી ભુલ છે.

આ ઔષધમાં પ્લેગ લાગુ પડયા પછી તેને નાબુદ કરવાનો તેમજ પ્લેગ લાગુ પડતો અટકાવવાનો પણ ગુણ સમાએલો છે. અને તેથી પ્લેગ લાગુ ન પડે એટલા માટે તન્દુરસ્ત મનુષ્યે વાપ-રવું હોય તો દરરોજ માત્ર એકજ વખતે એટલે સવારમાં એક ઔંસ "અધોળ" પાણીમાં એક ટીપું ઔષધ નાંખીને પીવું.

આ રિપોર્ટ ઉપરથી સમજાશે કે પ્લેગ લાગુ પડતો અટકા-વવાને માટે તેમજ લાગુ પડયા પછી પણ નાબુદ કરવાને માટે પ્રસિદ્ધમાં આવેલાં બીજાં સઘળાં ઔષધો કરતાં આ ઔષધ વધારે અસરકારક છે. પરંતુ પ્લેગ લાગુ ન પડે એવા હેતુથી તેનો લાંબા સમય સુધી ઉપયોગ કરવામાં કેટલાએક ડૅાક્ટરો કિંવા બીજાં મનુ-ષ્યો વ્હેમ કાઢે છે કે આયોડીન લાંબો સમય લેવાથી તેનાં આયો-ડીઝમ નામે ઝેરી ચિન્હો થાય છે. આ વ્હેમના સમાધાન માટે બો-લતાં ડૅાક્ટર, જે. ડી. રોમર એલ, એમ, એન્ડ એસ જણાવે છે કે જ્યારે ટીંક્ચર આયોડીન નરમ પ્રવાહીના સ્વરૂપમાં એટલે એક ઔંસ પાણીમાં એકાદ, બે ટીપાંના માપથી લેવામાં આવે છે, ત્યારે

તે નુકશાનકારક નિવડે એ વિચાર તદ્દન ભુલ ભરેલો અને નહિ માની શકાય એવો છે.

હુ નિશ્ચયપૂર્વક કહુ છું કે આવી રીતે તે લાંબા સમય સુધી લેવામાં આવે તો પણ તેનાં વિષારી ચિન્હો કે જે આયોડીઝમ કહેવાય છે તે નિપજતાં નથી. આ વાત હું મારા પોતાના તેમજ બીજા ઘણાઓના અનુભવથી લખુ છું.

પ્લેગનાં રામબાણ પેટન્ટ ઔષધો તરીકે આયોડીનની અનેક બનાવટો દર વર્ષે લાખો બાટલીઓની સંખ્યામાં બજારમાં વેચાય છે. પરંતુ તેમાંની એક પણ બનાવટ "બ્રીટીસ ફારમાકોપીઆ" કે જે માત્ર ઔષધોની બનાવટોની નિર્ભયતા અને શુદ્ધતા માટે વિશ્વાસ લાયક પુસ્તક છે તેના ઓફીસ્યલલીષ્ટ સાથે સબંધ ધરાવતી નથી. પરંતુ એવાં પેટન્ટ ઔષધો તેઓને બનાવનારાઓની મરજી મુજબ તૈયાર કરવામાં આવેલાં હોય છે. અને વળી વિશાળ રીતે અજમાયશ થયેલાં પણ નથી હોતાં. આમ હોવા છતાં પણ જ્યારે લોકો તેઓના પ્રત્યે પૂર્ણ વિશ્વાસની દૃષ્ટિથી જુએ છે. અને પરીણામ શું આવશે તેનો વિચાર કર્યા સિવાય લાખો બાટલીઓ ગટગટાવી જાય છે. ત્યારે આ ઔષધ કે જે વિશાળ રીતે અનુભવવામાં આવ્યું છે. અને જેના સંતોષકારક પરીણામનો પંજાબ ગવર્નમેન્ટ તેમજ જનરલ એફ, ડીલ, બુથ, ટુકર, લેફ્ટેનન્ટ કર્નલ જોસુઆ સ્પેનર વિગેરેએ રિપોર્ટ જાહેર કરેલો છે તે ઔષધ માત્ર જે થોડાએક શખ્સો વ્હેમ લાવે છે, તેઓના સિવાય બીજાઓને કંઇપણ અવગુણ કરે એવી હું કલ્પના પણ કરી શકતો નથી. અને

તેથી વગર વ્હેમે નિર્ભયપણે તે ઔષધ વાપરવાને દરેકને હું ભલામણ કરૂં છું.

વળી આ ઔષધના અસરકારક ગુણ વિષે લખતાં અમદાવાદના સુપ્રસિદ્ધ ડૉકટર હીરાલાલ કેશવલાલ નાણાવટી ૭ મી ઓકટોબર સને ૧૯૧૭ના પ્રજાબંધુ પત્રમાં જણાવે છે કેઃ—ચાલુ મરકીમાં જમાલપુર ટાકરશાની પોળમાં રહેતા શા. મોતીલાલ હરીવલ્લભદાસ શરાફના ઘરમાં એક સાથે છ કેસો પ્લેગના થયા હતા અને તે તમામને ગાંઠ નીકળી હતી. તે કેસો ઉપર મેં ટીંકચર આયોડીનની સારવાર અજમાવી હતી. જેના પરીણામે તે છ માંહેલા પાંચ કેસો તદન સુધરી ગયા છે. અને માત્ર એક બાઇ કે જે ગર્ભવંતી હવી તેજ મરણ શરણ થયેલી છે. ગર્ભવંતી સ્ત્રીને લાગુ પડેલો પ્લેગ અસાધ્યજ ગણાય છે અને તે સિવાયના બીજા પાંચ કેસો સુધરી ગયા છે. અને તેથી મારા તમામ ધંધાદારી ભાઇઓને હું ટીંચર આયોડીનની ટ્રીટમેન્ટ માટે ખાસ ભલામણ કરૂં છું. આ ઔષધ હું એવી રીતે વાપરતો કે દરેક દરદીને ચોવીશ કલાકમાં થઇને બાર વખત એટલે દર બે, બે કલાકે ટીંચર આયોડીનનાં બે, બે ટીંપાં અડધા ઔંસ પાણીમાં મેળવીને આપતો. ગાંઠ ઉપર લીનીમેન્ટ આયોડી ચોપડાવતો અને તે ઉપર કાળા પથ્થરનો શેક કરાવતો. ખોરાકમાં માત્ર દુધ અને કાંજી આપતો.

પ્લેગના દરદ માટે એ રીતે આ જુદા જુદા સ્થળે બહોળી અજમાયશ થઈ ચુકી છે, અને તે દરેક સ્થળે અકસીર માલમ પડવાથી આજકાલ પુષ્કળ છુટથી વપરાય છે. એમ પણ આ ઔષધનો છુટથી અનુભવ લીધો છે અને તે સારી અસરકારક માલમ પડીછે,

માટે પ્લેગદુષિત સ્થળમાં વસનારાઓને તે વાપરવાની ભલામણ કરીએ છીએ—પ્રેક્ટીકલ મેડીસીન નામનું વૈદ્યક પેપર ટીંચર આયોડીનના બદલે પોટાસ આયોડીડમાંથી વળી "પ્લેગક્યોર" નામની દવા નીચે બતાવ્યા મુજબ રીતે બનાવી વાપરવાની ભલામણ કરે છે.

**પ્લેગક્યોર બનાવવાની રીત**—પોટાસ આયોડીડ ત્રણ ડ્રામ અને પોટાસ ક્લોરસ પણ ત્રણ ડ્રામ લેઇ આ બન્ને દવાઓને કાચ ના ત્રણ પૈંડ પ્રવાહી સમાય એવા બાટલામાં નાખી તેના ઉપર કાચનો બુચ બંધ કરી પાંચ મિનિટ સુધી બાટલાને ખુબ હલાવવો, અને ત્યારપછી તેમાં ચોખ્ખો હાયડ્રો ક્લોરીક એસિડ એટલે મીઠાનો તેજાબ ત્રણ ઔંસ રેડવો. બાદ દશ દિવસ સુધી તે બાટલાને ઠંડી જગ્યામાં રાખવો, અને ત્યાર પછી તે બાટલામાં રહેલા પ્રવાહી Mother Lipuid ને ફેંકી દેવું, અને નીચે ઠરી રહેલા ક્ષારને લઇ તેનું વજન કરી તે ક્ષારથી વીશગણું પાણી ઉમેરવું અને જ્યારે તે પાણીમાં ક્ષાર ઓગળી જાય ત્યારે તે મિશ્રણને "પ્લેગક્યોર" એવું નામ આપી નીચે પ્રમાણે વાપરવું.

પ્લેગ થયેલા દરદીને દિવસમાં ચારથી ૭ વખત આ મિશ્રણ દર ટાઇમે ૧૫ થી ૨૦ ટીપાં જેટલું લેઈ એક ઔંસ પાણી સાથે મેળવીને આપવું.

પ્લેગ શિવાય બીજા તાવો માટે પણ આ અક્સીર ઉપાય છે અને તેથી એવા તાવો માટે દર વખતે ૧૦ થી ૨૦ ટીપાં જેટલી આ દવા લેઇ એક ઔંસ પાણીમાં મેળવી પાવી—એમ આખા દિવસમાં ચાર વખત સુધી આપવી.

જ્યારે મેલેરીઆ પ્લેગ કિંવા એવી જ બીજા કાઇ તાવની મોસમ ચાલતી હોય ત્યારે જંતુનાશક અસર કરી તેવા રોગોનો ચેપ લાગુ પડતો અટકાવવાને માટે દર રોજ માત્ર એકજ વખત એટલે સવારમાં ૫ થી ૧૫ ટીપાં જેટલું આ ઔષધ એક ઔંસ પાણી સાથે મેળવીને આપવું.

એ રીતે આ એકજ ઔષધ જર્મીસાઇડ પ્લેગ કયુરર તેમજ ફીવર સોલ્યુશન તરીકે એટલે પ્લેગ લાગુ પડતો અટકાવવા, લાગુ પડ્યા પછી નાબુદ કરવા, તેમજ પ્લેગ શિવાયના બીજા ઝેરી તાવોમાં પણ ઉપયોગી થઇ પડશે.

આ ઔષધનો પણ અમે અનુભવ કરી જોયોછે. ગુણમાં અક્સીર માલુમ પડયું છે. સ્વાદમાં પણ અપ્રિય નહિ થતું હોવાથી આ દવા બાલ, વૃદ્ધ સર્વે આનંદથી પી શકેછે. પરંતુ પ્લેગ લાગુ પડેલા દર્દી ઉપર એકસરખી રીતે વિશેષ વખત વાપરવાથી કોઇ કોઇ વખત દર-દીના હૃદયની ગતિને મંદ કરે છે અને તેથી નાડી નબળી પડતી જણાય છે. માટે જો એમ થાય તો તેની અંદર નીચેની દવાઓ મેળવીને વાપરવું.

પ્લેગ કયુર—૩૦ ટીપાં—ટીંચર ડીજીટેલીસ્ટ—૧૫ ટીપાં.

લાઇકર સ્ટ્રીકન્યા—૯ ટીંપાં. પાણી ૩ ઔંસ.

એ પ્રમાણે સાથે મેળવીને તેમાંથી દર ટાઇમે એક ઔંસ જેટલું આપવું.

આ પ્લેગ કયુર હમેશાં કાચનાં વાસણોમાંજ બનાવવું, અને કાચનાં પ્યાલામાં લેઇનેજ વાપરવું.

આ પ્રમાણે આયોડીનની બે સ્વતંત્ર બનાવટો વાપરવા ઉપરાંત વળી ટીંકચર આયોડીનને નીચે મુજબ બીજાં ઔષધો સાથે મિશ્રણ કરીને પણ વાપરવાની ભલામણ કરવામાં આવે છે.

## પ્લેગ મિક્શ્ચર બનાવવાની રીત—

એસિડ નાઇટ્રોહાયડ્રોક્લોરીક ડીલ્યુટ ૨૦ ટીંપાં—લીકર સ્ટ્રીકન્યા ૧૦ ટીંપાં.

એસિડ કાર્બોલિક ૧૦ ટીંપાં—ટીંકચર આયોડીન ૨૦ ટીંપાં.

ઓલ્યમ યુકેલીપ્ટી ૨૦ ટીંપાં—પાણી ૨૦ ઔંસ.

એ પ્રમાણે સાથે મેળવીને તેમાંથી સવાર સાંઝ એક એક અધોળ દવા પીવાથી પણ જંતુનાશક, અને અગ્નિદીપન અસર સારી રીતે થઇ પ્લેગના હુમલાથી બચી શકાય છે.

## પ્લેગ પ્રતિબંધક પીલ્સ.

કિવનાઇન સલ્ફાસ ૬ ગ્રેન—પલ્વીસ આઇપીકાક બે ગ્રેન.

એસિડ કાર્બોલિક ૨ ગ્રેન—ટીંચર આયોડીન ૪ ટીંપાં.

એક્સ્ટ્રાક્ટ જેનશ્યન જોઇએ તેટલું

સાથે મેળવી ચાર ગોળીઓ કરવી અને તેમાંથી સવાર સાંઝ, બે બે ગોળી પાણી સાથે લેવી.

આ શિવાય આયોડીનના સંયોગથી બનતાં બીજાંપણ કેટલાંએક સાદાં તેમજ પેટન્ટ ઔષધોની તેમજ આયોડીન સિવાયનાં ઔષધોની પણ અનેક તબીબો તરફથી ભલામણો કરવામાં આવેછે. પરંતુ તેઓની બહોળી અજમાયશ થઇ સર્વાનુમતે મંજુર થયેલાં નહિ હોવાથી તેઓ સંબંધિ પિષ્ટપેષણ કરવાનું છોડી દેઈ વિશેષથી

વૈદ્યકની હોમીઓપેથીક નામની પદ્ધતિ પ્રમાણે ઉપચાર કરનારા ડૉકટરોના અનુભવ પ્રમાણે સિદ્ધ થયેલાં ઔષધોનો વિચાર કરીશું.

## ૨. હોમીઓપેથીક પદ્ધતિપ્રમાણે પ્લેગ પ્રતિબંધક ઉપાયો.

આ રોગના માટે હોમીઓપેથીક ડૉકટરો પણ શરૂઆતમાં જુદાં જુદાં ઔષધોની ભલામણો કરતા હતા, પરંતુ હાલમાં તેઓના અનુભવ પ્રમાણે "ઇગ્નીશીબીન"નાં બીયાં કે જે ગુજરાતી તેમ જ યુનાની ભાષામાં પપીતાના નામથી ઓળખાય છે તેઓ અત્યંત અસરકારક માલમ પડ્યાં છે. આ ડૉકટરે વળી સદરહુ બીયાંની તારીફ કરતાં જણાવે છે કે આ ઓષધથી કૉન્સ્ટેન્ટીનોપલની આસપાસ સને ૧૮૩૬માં પેરા ગામની પ્લેગ હૉસ્પીટાલમાં પ્લેગના ગરીબ દરદીઓ કે જેઓ પોતાના નસીબ ઉપર આધાર રાખી પડયા હતા. તેમના ઉપર આદવા ડૉકટર હોનીન બર્જરે મફત આપી અજમાવી હતી જેથી પ્લેગના ઘણા દરદીઓ બચ્યા હતા, અને સદરહુ ડૉકટરને મોટું ઇનામ આપ્યું હતું. વળી આ ડૉકટર સાહેબ કે જેઓ હોમીઓપેથીક રીતના મૂળ શોધક વિશ્વાવખ્યાત ડૉકટર હેનીમાનના શિષ્ય હતા તેમને લાહોર જતાં પાલીમાં પ્લેગનો રોગ લાગુ પડયો હતો. તે વખતે તેમણે આ દવા પોતાની જાત ઉપર પણ અજમાવી હતી અને તેથી તાવ ઉતરી પરસેવો આવ્યો હતો. અને બહારથી કોઈપણ ઔષધ લગાડયા શિવાય પણ ગાંઠ અને દુખાવો તથા સોજો ઓછો થઇ ત્રણ અઠવાડીઆંમાં સંપૂર્ણ રીતે આરામ થયો હતો.

જો કે આ દવાએ આમ પ્લેગ લાગુ પડયા પછી પણ તેને નાબુદ કર્યો હતો. તોપણ તેથી થતી અસરનાં લક્ષણો જોતાં પ્લેગના

પહેલા દરજાને મટાડવામાં આ ઔષધ વિશેષ અસરકારક છે. અને તેથી પ્લેગને અટકાવનાર તેમજ મટાડનાર તરીકે સારી અસર કરે છે અને તેથી આ દરદના માટે તે અકસીર ઇલાજ છે એમ કહેવામાં કંઇપણ હરકત નથી.

આ ઉપરાંત વળી હોમીઓપેથીક રીત પ્રમાણે ઉપચાર કરનારા આધુનિક સમયના બંગાળાના પ્રખ્યાત ડૉકટર મહેન્દ્રલાલ સરકાર સી. આઇ. ઇ. એ હાલમાં ચાલતી મરકી ઉપર આ ઔષધની બહોળી અજમાયશ કરી પોતાના પુસ્તકમાં જણાવ્યું છે કેઃ– આ દવા પ્લેગ પ્રતિબંધક એટલે પ્લેગનો ઉપદ્રવ લાગુ પડતો અટકાવનાર તેમજ લાગુ પડયા પછી નાબુદ કરવાનો ગુણ પણ ધરાવે છે. આ દવાને યુનાનીમાં પપીતા કહે છે અને તે યુનાની ઔષધો વેચનારા ગાંધીઓના ત્યાં મળે છે. ચાલુ મરકીના સમયમાં જેમણે એનાં બીયાં કમરે કિંવા હાથે બાંધ્યાં હતાં .તેમાંના એકે ને પણ મરકી લાગુ પડી નહોતી, બીયાં સિવાય વળી હોમીઓપેથીક ઔષધો, વેચનારી કંપનીઓ આ દવાનો અર્ક બનાવી ને પણ વેચે છે.

ઇગ્નીશીઆ બીન ( Ignatia Bean ) નાં ઝાડો આ દેશમાં થતાં નથી, પરંતુ ઇસ્ટ ઇન્ડીઝ અને ફીલીપાઇનમાં થતાં હોઇ યુનાની વૈદ્યો કેટલાંએક દરદો ઉપર તેનાં બીયાંનો ઉપયોગ કરતા હોવાથી આ દેશમાં તે મોકલવામાં આવે છે, અને દરેક મોટાં શહેરોમાં યુનાની ઔષધો વેચનારા ગાંધીઓને ત્યાં તે મળી શકે છે. મુંબાઇમાં ભીંડી બજાર, ચંપાગલી તેમજ બંદર ઉપરના ગાંધીઓના ત્યાં તેનું દરેક

છુટક બીજ બેથી ચાર પૈસે વેચાય છે. કોલેરા અટકાવવાને માટે ત્રાંબાના ગોળ નાના કડકાઓને કાણું પાડીને પેટને અડકે તેમ ગળે બાંધવાનો ઉપાય સહેલો હોવા છતાં જેટલો અકસીર મનાય છે. તેવીજ રીતે પ્લેગથી બચવાને માટે પપીતાનાં બીજને સારીને દોરીમાં પરોવી હાથે બાંધવાનો ઉપાય પણ અકસીર મનાય છે. વળી આ બીજના ટુકડા કરીને ઘરમાં ઊંધાડા ગોખલાઓ વિગેરે સ્થળે રાખી મુકવાથી ઘરમાંથી પ્લેગના જંતુઓનો નાશ થાય છે અને તેથી ઊંદરો ગરતા પણ બચાવી શકાય છે એમ કહેવાય છે. વળી જેને પ્લેગ લાગુ પડયો હોય તેને ખાવાના માટે આ ઓષધ આપવાથી પણ આરામ થાય છે. આ પ્રમાણે આ ઔષધનાં જુદા જુદા ડૉક્ટરોએ વખાણ કરેલાં છે. છતાં તેમાં કેવાં તત્વો સમાયેલાં છે, અને તેથી ખાવામાં વાપરવું હોય તો કેટલા પ્રમાણમાં વાપરવું તેનો પુરતો ખુલાસો કોઇએ કર્યો નથી. પરંતુ નાડકર્ણી સાહેબે "ઇન્ડીયન પ્લૅન્ટસ એન્ડ ડ્રગ્સ" નામના ઇંગ્રેજી ભાષામાં લખેલા પુસ્તકમાં એવું વર્ણન આપવામાં આવ્યું છે કેઃ—આ બીયાં કોલેરામાં પણ વાપરવાને ઉપયોગી છે એમ કહેવાય છે. તેઓનો આકાર ગોળ કિંવા લંબગોળ હોઇ એક ઈંચ લાંબાં અને એટલાંજ કિંવા વધારે ઓછાં પહોળાં હોય છે. અને ઝેર કોચલાંના જેવાંજ એટલે સ્ટ્રીકન્યા તેમજ બ્રુસાઇન નામનાં ઝેરી તત્વો જુદા જુદા પ્રમાણમાં સમાવે છે. એટલે આશરે દોઢ ટકા જેટલો સ્ટ્રીકન્યા અને ૦॥ ટકા જેટલો બ્રુસાઇન હોય છે. વળી તેમાં ગ્લુકોસાઇડ લોગેનીન નામનું તત્વ રહેલું છે એમ પણ મનાય છે. આ બીયાંમાંથી ઝેર કોચલાં કરતાં વધારે સ્ટ્રીકન્યા નિકળતો હોવાથી કેટલીએક વખતે યુરોપમાં પણ

મોકલવામાં આવે છે. વળી એ બીયાંમાંથી અર્ક તૈયાર કરવામાં આવે છે, જે ટીંકચર ઇગ્નીશીયાના નામથી ઓળખાય છે અને કેમ્પ તેમજ બીજી ઇંગ્રેજી દવાઓ વેચનારી કંપનીઓમાંથી આશરે ચાર આના જેટલી કિંમતે એક ઔંસ મળી શકે છે. એ ટીંકચર ત્રણથી વીશ ટીંપાંની માત્રામાં વાતહારક પૌષ્ટિ તરીકે આપી શકાય છે. એક ભાગ બીયાં અને દશ ભાગ સ્પિરિટ સાથે મેળવીને આ ટીંકચર તૈયાર કરવામાં આવે છે.

અર્કના સ્વરૂપમાં આ ઔષધ કેટલા પ્રમાણમાં વાપરવું તેની માહીતિ આ ઉપરથી મળી હતી, પરંતુ જો અર્ક મેળવવાની સગવડ ન બની શકે તો બીયાંને વાટીને કરેલા ચૂર્ણનું માપ આ ઉપરથી ચોક્કસ થઇ શક્યું નહોતું. પરંતુ "મખ્ઝન ઊલ અદ્વીઆ" વિગેરે યુનાની વૈદકનાં પુસ્તકો ઉપરથી સમજાયું છે કે ચૂર્ણના સ્વરૂપમાં આ ઔષધ દર ટાઇમે ૧ થી ૨ ઘઊંભાર જેટલું વાપરવાને વાંધો નથી. પરંતુ આખા દિવસનું થઇને, ૨૦ ઘઊંભારથી વધારે આપવું જોઇએ નહિ. અને તેથી જો પ્લેગનો ચેપ લાગુ ન પડે એટલા માટે સારા શરીરે તેને વાપરવું હોય તો દરરોજ એક ઔંસ પાણીમાં તેના અર્કનાં દશેક ટીંપાં નાંખીને દરરોજ સવારના પીવા તેમજ એટલું ઔષધ સાંજે લેવું, અને જો ચૂર્ણ કિંવા ગોળીના રૂપમાં વાપરવું હોય તો સવાર સાંઝે ૨ થી ૩ ઘઉ ભાર જેટલું પાણી સાથે લેવું. આ ઔષધનો અમે પણ અનુભવ લીધો છે. અને તે પ્લેગ લાગુ પડયા પછી વાપરવા કરતાં પ્લેગ પ્રતિબંધક એટલે પ્લેગ લાગુ પડતો અટકાવવા તરીકે સારૂં કામ કરે છે. માટે પ્લેગ લાગુ પડયા પછી તેનો ઉપયોગ કેમ કરવો તેની વિધિ નહી

બતાવતાં માત્ર પ્લેગ પ્રતિબંધક તરીકે વાપરવાનીજ વિધિ બતાવી તે કાર્ય સારૂ વાપરવાની ભલામણ કરીએ છીએ.

**આયુર્વેદિક પદ્ધતિ એટલે દેશી વૈદકના મત પ્રમાણેનાં ઔષધો**—પ્લેગનું દરદ લાગુ પડતું અટકાવવાને માટે જુદા જુદા વૈદો તરફથી જુદાં જુદાં ઔષધોની ભલામણ કરવામાં આવે છે. કેટલાએક વૈદો આ કામ માટે વિડંગ તંદુલ ચૂર્ણ એટલે વાવડીંગનાં બીજ ભરડવાથી તેમાંથી નિકળતી તાંદળા જેવી ચીજોનું ચૂર્ણ કરી સવાર સાંજ ૦। થી ૦॥ તોલા જેટલા માપમાં પાણી સાથે લેવાનું કહે છે. ત્યારે કેટલાએક વૈદો કૃમિ કુઠાર રસ, આરોગ્ય વર્ધની ગુટિકા કિંવા ગંધક રસાયન સેવવાનું કહે છે. વળી દરરોજ સવાર, સાંજ માત્ર લીમડાનાં પાંદડાનો રસ એકથી બે તોલા જેટલો પીવો એ વાતનેજ કેટલાએક વૈદો સર્વોત્તમ ગણે છે અને તેથી જો કે કીયું ઔષધ ખાસ અકસીર ગુણ કરી શકે છે તેનો ચોક્સ નિર્ણય થયો નથી તોપણ ભગવાન્ ચરકાચાર્યે પ્રજ્ઞાઅપરાધથી થતાં દરદોના સંબંધમાં "મહા અગદ ગંધ હસ્તી" નામનો પ્રયોગ લખેલો છે. જે આ દરદનો ચેપ લાગુ પડતો અટકાવવાને માટે તેમજ લાગુ પડ્યા પછી નાબુદ કરવાને માટે પણ અકસીર ગુણ કરે છે એમ અનુભવ ઉપરથી સમજાયું છે. અને તેથી તેની બનાવટ આ નીચે આપવામાં આવે છે.

**મહા ગંધ હસ્તી અગદ બનાવવાનો વિધ**—તમાલપત્ર, અગર, મોથ, લોબાન, રાળ, ગુગળ, અફીણ, શીલારસ, ચંદન, બ્રાહ્મી, તજ, જટામાંસી, કમળ, નેત્રવાળો, નગોડના બીજ, વીરણ, નખલા, દેવદાર, સોનાના વર્ખ, કેસર, કસેરો, ઉપલેટ, ધાવડીઆ

તગર, સરસડાનો પંચાંગ. સુંઠ, પીંપર, મરીઆં, ઇલાયચી, શુદ્ધ મનસીલ, કાળુ જીરૂ, ગરણી, માલ કાંકણી, કરંજ, ધોળા સરસવ. હળદર, તુળસી, રસાંજન, વાવડીંગ, સોના ગેરૂ, મજીઠ, લીંબડાનો ગુંદર, વાંસકપુર, ફુલાવેલી હીંગ, કોઠાં, લુણી, લાખ, જેઠીમધ, બાવચી, વજ, ધરો, નોરવેલ, કાગડીયું એ બધા સરખા ભાગે લેઇ ખાંડી ચૂર્ણ કરી કપડે ચાળી લેવું પછી તેનું ચૂર્ણ જેટલું વજન હોય તેથી ચોથા ભાગે તેમાં ગોરોચન (ગોરૂ ચંદન) મેળવી કાળા સરસડાનાં ફુલોના રસ સાથે ખરલ કરી એક વાલની ગોળીઓ કરવી. આ ગોળીઓમાંથી સવાર, બપોર તથા સાંઝ એમ દિવસમાં ત્રણ વખત એક, એક ગોળી ઠંડા પાણી સાથે લેવાથી પ્લેગનું દરદ લાગુ પડતું નથી. વળી જેને પ્લેગ લાગુ પડયો હોય તેને દર બે, બે કલાકે એક એક ગોળી પાણી સાથે આપવાથી, આંખમાં આંજવાથી, તેમજ ગાંઠ ઉપર લેપ કરવાથી દરદીને આરામ થાય છે. વળી સવાર, સાંઝ આ ગોળીઓનો ઘરમાં ધુપ કરવાથી ઘરની હવા શુદ્ધ થાય છે.

પ્લેગ લાગુ પડતો અટકાવવાને તેમજ લાગુ પડયા પછી નાબુદ કરવાને માટે આજકાલ એટલાં બધાં ઔષધો વપરાય છે કે એક સાધારણ મનુષ્યને પૂછવાથી પણ પાંચ દશ ઔષધો તો સહેજમાં બતાવી શકે છે. પરંતુ તેઓ પૈકી ભાગ્યેજ કોઇ અસરકારક હોય છે અને તેથી તેઓના ઉપર વિશ્વાસ રાખવાથી ઘણાં મનુષ્યોની વૃથા પ્રાણહાનિ થાય છે. આમ ન બને એટલા માટે ખાસ વિશ્વાસ રાખવા લાયક જે ઔષધો સિદ્ધ થયેલાં છે તેજ માત્ર અત્રે દર્શાવવામાં આવ્યાં છે. અને તેથી તેઓ પૈકી યોગ્ય લાગે તેવા એકાદ ઔષધનું સેવન કરવું. એ ઉપરાંત વળી પ્લેગની રૂતુ ચાલતી હોય

ત્યારે દરેક મનુષ્યે પોતાના આહારવિહારમાં અત્યંત નિયમિત રહેવું જોઇએ, હંમેશાં જે ખોરાક ખાવામાં આવતો હોય તેના કરતાં પ્લેગના વખતમાં જલદી પચે તેવો, તાજો બનાવેલો અને ઉંચી જાતનો ખોરાક વાપરવો જોઇએ. અને વળી દરરોજના નિયમ કરતાં આ રૂતુમાં ખોરાક કંઇક ઓછા પ્રમાણુમાં ખાઇ વધારાની ભૂખ દુધ પીને શાન્ત કરવી જોઇએ. લાડુ, લાપશી, પકવાન્નો, વિગેરે ભારે તથા વાસી ખોરાક બિલકુલ ખાવો નહિ, જમણવારો, ઉજાણીઓ, મીજલસો વિગેરેમાં જમવા જવું નહિ, તેમજ નાટકો, ચેટકો, રમત, ગમતો, રાગ, રંગો વિગેરે જોવા માટે રાત્રિએ કોઇપણ સ્થળે જવું પણ જોઇએ નહિ. દિવસ કરતાં રાત્રે પ્લેગ લાગુ પડવાનો ભય વિશેષ રહે છે. કેમકે તે વખતે તેના જંતુઓ ચોગરદમ પથરાઇ ગયેલા હોય છે. અને તેથી બપોરના ચાર વાગ્યા પછી બનતા સુધી ઘરમાંથી બહાર પગલું પણ નહિ ભરવું જોઇએ. વળી હંમેશાં ઝાડો સાફ આવે છે કે કેમ તે બદલ પુરતુ લક્ષ રાખવું જોઇએ. કેમકે ઝાડો સાફ આવવાથી શરીરમાં જંતુઓનો સંચય થવા પામતો નથી અને શરીર હલકુ તથા નિર્મળ રહે છે. જો ઝાડાનો બંધકોશ રહેતો જણાય તો સખ્ત જુલાબ કદીપણુ લેવો નહિ. તેમજ સાધારણ જુલાબ પણુ દરરોજ ન વાપરતાં અઠવાડીયામાં એકાદ બે વખત ખાસ આવશ્યકતા જણાય ત્યારેજ વાપરવો.

૧. મોટી હરડે ૦ શેર લાવી તેની અંદરની મીંજો કાઢી નાંખવી બાકી વચલાદળને ખાંડી કપડા વડે ચાળી લેઇ એક કાચની બાટલીમાં ભરી રાખવી, અને જ્યારે જરૂર જણાય ત્યારે તેમાંથી ૦॥ તોલો લેઇ તેમાં સિંધવ, સંચળ તથા સુંઠ એ દરેક બે, બે

વાલ મેળવી સાંઝે સુતી વખતે પાણી સાથે ફાકવું.

૨. કેલોમેલ બે ગ્રેન, સોડા બાયકાર્બ બે ગ્રેન તથા સાકર બે ગ્રેન સાથે મેળવી લેવાં અથવા વિલાયતી મીઠું એક તોલો લેઇ સુંઠ, મરી, તજ વિગેરે ચીજોમાંથી બનાવેલા ચાહના પાણીમાં નાંખીને પીવું.

આ ઉપરાંત વળી મીઠા તેલમાં કપુર કકડાવીને તે તેલ સાંઝે સુતી વખતે આખા શરીરે માલીસ કરવું, અને સવારમાં કાર્બોલીક સાબુ-થી સ્નાન કરી સ્વચ્છ ધોએલાં કપડાં પહેરવાં. અને બહાર ફરવા જવું પડે તો એક રૂમાલ ઉપર યુકેલીપ્ટ ઓઇલ નામના ઔષધનાં દશ, પંદર ટીપાં છાંટી તે રૂમાલને ખીસામાં ઘાલી જવું. અને જ્યારે પ્લેગવાળા લત્તામાંથી પસાર થવું પડે ત્યારે તે રૂમાલ સુંઘતા સુંઘતા ચાલ્યા જવું. વળી ફીનાઈલના લોશનમાં કપડું બોળી તે કપડાનું પોતુ ફેરવી જોડા તથા બુટ હમેશાં સાફ રાખવા તેમજ દરરોજ લીંબડાનાં ડાંખળાં કે કાગડીયાના પંચાંગની ઘરમાં સવાર, સાંજ ધુણી કરવી, વળી લાખ, બીલામાં, લોબાન, સફેદ ગરણીનાં મૂળ, સાદડનાં ફળ અને ફુલ, વાવડીંગ, રાળ તથા ગુગળ એ બધાં સરખા ભાગે લેઇ ખાંડી ભૂકો બનાવી સવાર, સાંજ ઘરમાં તેનો ધુપ કરવાથી હવા શુદ્ધ થાય છે એટલુંજ નહિ પરંતુ સાપ, ઉંદર, ચાંચડો ઝેરી, જંતુઓ વિગેરે પણ ઘરમાંથી દુર થાય છે.

પ્લેગ લાગુ પડતો અટકાવવાના આ પ્રમાણે જે ઉપાયો બતા-વવામાં આવ્યા છે તેઓને જો કાળજી પૂર્વક રીતે કામે લગાડવામાં આવશે તો નક્કી પ્લેગથી મુક્ત રહી શકાશે. પરંતુ આ ઉપાયો રીત સર કામે લગાડવાની ખામી કિંવા બીજા કોઇ કારણ સર

પોતાના સગાંવિજનો પૈકી કોઇને પ્લેગનું દરદ લાગુ પડ્યાનું માલુમ પડે તો પછી તરતજ તેની સારવાર કરવામાં નીચે મુજબ ઉપાયો કામે લગાડવા.

(૨) પ્લેગનું દરદ લાગુ પડયા પછીની ચિકિત્સા—પ્લેગની ઋતુમાં ઘરમાં કોઇને સાદો તાવ આવે તો પણ જરા પણ ગફલતમાં નહિ રહેતાં પ્લેગના તાવની શંકા કરીને તરતજ પ્લેગને લગતા ઉપાયો શરૂ કરી દેવા જોઇએ. પ્લેગનો ઉપાય આમ જલદી શરૂ કરવાનું કારણ એ છે કે આ રોગ એવો શીઘ્ર પ્રાણ ઘાતક છે કે તે લાગુ પડતાની સાથેજ દરદીના હૃદયની શક્તિ ક્ષીણ કરી નાંખી જોત જોતામાં પરલોકવાસી કરી નાંખી છે. કેટલીએક વખતે તો માત્ર બે ચાર કલાક કિંવા તેથી પણ ઓછા સમયમાં દરદીનું મૃત્યું થાય છે અને તેથી કોઇ પણ ઉપાય યોજવાનો પણ સમય મળી શકતો નથી. એક વખતે આ રોગના પંઝામાં સપડાયા પછી તેમાં-થી ભાગ્યેજ કોઇ બચવા પામે છે. કેમકે આ દરદના લીધે સરાસરી રીતે સેંકડે ૮૦ મનુષ્યો તો અવશ્ય મરણ પામેછેજ; અને જો સાર્વદેહિક કિંવા ફેફસાંના સોજાવાળો પ્લેગ લાગુ પડેલો હોય તો દર સો દરદીઓમાંથી ૯૦ દરદીઓનું મૃત્યુ થવાનુંજ પ્રમાણ આવે છે. આ બે જાતના પ્લેગના દરદીઓ કરતાં ગાંઠવાળા પ્લેગના દર-દીઓ જો કે કંઇક વિશેષ બચી શકે છે, તેમાં પણ ડોકમાં નિકળેલી ગાંઠના દરદીઓ ઘણા ઓછા બચે છે, બગલની ગાંઠવાળા દરદીઓ તેથી વિશેષ બચે છે, અને જાંઘની ગાંઠવાળા દરદીઓ તેથી પણ વધારે સંખ્યામાં બચવાનો સંભવ રહે છે. આ બચાવ ઘણું કરીને પ્લેગના રોગની શરૂઆત વખતે તેમજ પ્લેગ બંધ પડવાનો હોય

તેવા સમયમાંજ થાય છે. કેમકે પ્લેગની રૂતુની શરૂઆતમાં તેમજ આખરમાં તેનું ઝેર જોઇએ તેટલું પ્રબળ હોતુંનથી. આ રોગમાં ખાસ એક એવી વિચિત્રતા છે કે દરદી જેમ વધારે બળવાન હોય તેમ આ દરદ પણ વધારે જોરમાંજ લાગુ પડે છે. અને તેથી જુવાન મનુષ્યો તો તેના પંઝામાં સપડાયા પછી ક્વચિતજ બચી શકે છે. ગર્ભિણી સ્ત્રીઓ તો વળી મુદ્દલ બચી શકતીજ નથી, વળી આ રોગ નાનાં બાળકોને તેમજ પચાશ, સાઠ વર્ષ ઉપરાંતનાં મનુષ્યોને ઘણું ઓછું લાગુ પડે છે, પરંતુ જુવાન મનુષ્યોજ તેના વિશેષ ભોગ થઇ પડે છે અને તેથી જેવું દરદ લાગુ પડે તેવો તરતજ ઉપચાર શરૂ કરવો; જો બની શકે તેમ હોય તો ઘર મેળે ઉપચાર નહિ કરતાં તેમજ કોઇ અનાડી કિંવા લે ભાગુ ઊંટ વૈદના ફંદામાં નહિ ફસાતાં કોઇ સારા અનુભવી વૈદ્ય કે ડૉકટરની યોજના કરવી, પરંતુ જો તેમ નહિ બની શકે તો પછી ઘર મેળે દરદીને ગાડીમાં બેસાડી, પાલખીમાં સુવાડી કિંવા જો ચાલી શકે તેવી હાલતમાં હોય તો ધીમે ધીમે ચલાવીને અગર તો દરદીનો ખાટલો ઉપડાવીને ગામ બહાર સારા ખેતરમાં ઝુંપડામાં, વાડીમાં કે જ્યાં ખુલ્લી હવા આવતી હોય તેવા સ્થળમાં લેઇ જવો. જો તેમ કરવાનું ન બની શકે તો પછી મરકીવાળા ઘરમાંથી તો જેમ બને તેમ જલદી દુર કરવો જોઇએ. જો એમ પણ ન બની શકે તો પછી છેવટે તેના ઘરની ઓશરી ખડકી, ઓટલા કે બારણા આગળ સુવાડવો, પરંતુ ઘરના અંદરની દુષિત થયેલી હવામાં તો નજ રાખવો. જે ભાગમાં દરદીને રાખવામાં આવે તે ભાગમાંથી દરેક વસ્તુઓ લેઇને બીજા ભાગમાં મુકી દેવી અને તે ભાગમાં કંઇ પણ ગડબડ સડબડ રાખવી નહિ. ફક્ત તે

ઓરડામાં પીવાનું પાણી, થુંકવાનું વાસણ, પથારી, ખાટલો, એક સગડી તથા પાણી પીવાનો પ્યાલો એટલુંજ રાખવું. પ્લેગના દરદીને બનતા સુધી ભોંય ઉપર પથારી પાથરી ન સુવાડતાં ખાટલેજ સુવાડવો અને ઓઢડાં, ચાદરો વિગેરે પાથરવામાં આવે તેઓને પ્રથમ સારી પેઠે તડકામાં તપાવીને પછીથીજ વાપરવાં. તેમજ પહેરવાનાં કપડાં પણ વારંવાર લાવીને એ પ્રમાણે તડકે તપાવીને વાપરવાં. ખાટલા નીચે બની શકે તો કપુરની ગોટીઓ, ફીનાઇલની ધોળી ગોળીઓ રાખવી. અને વળી બિછાનાની આજુબાજુ સઘડીડીઓમાં લોબાન અથવા ઉપર બતાવેલો લાખ વગેરેના મિશ્રણનો ધુપ બાળવો કે જેથી આસપાસની હવા ચોખ્ખી મરકીવાળા દરદીનું જીવન રક્ષનારી માત્ર ત્રણજ ઉત્તમ વસ્તુઓ આ સૃષ્ટિમાં હોઇ તે માત્ર હવા, પાણી અને ખોરાકજ છે. માટે તેઓની શુદ્ધતા અને ઉપયોગમાં પુરતી કાળજી રાખવી જોઇએ.

પ્રાણી માત્રને જન્મથી મૃત્યુ સુધી ક્ષણેક્ષણે હવાની જરૂર પડે છે. પરંતુ તે હવા જો શુદ્ધ હોય તો મનુષ્યનાં તમામ દરદોને દુર કરીને તન્દુરસ્તી બક્ષે છે. ત્યારે અસ્વચ્છ હવા પળવારમાં મનુષ્યનો પ્રાણ લે છે. અને તેથી એ હવા જેમ બને તેમ ચોખ્ખી અને પુરતા જથામાં મળી શકે એટલા માટે આ દરદથી પીડાતા દરદીને એવી ખુલ્લી જગ્યામાં રાખવો જોઇએ કે જેથી ઓક્સિજનવાળી ચોખ્ખી હવા મળવાથી મરકીના જંતુઓનો નાશ થઇ જાય ઘર આગળ કિંવા ગામમાં આવી ચોખ્ખી હવા મળી શકતી નથી માટેજ મરકીના દરદીઓને ગામ બહાર, ખેતરોમાં લેઇ જવાની ભલામણ કરવામાં આવે છે. કારણ કે ખેતરોની ખુલ્લી જગ્યામાંથી જેવી જે-

છએ તેવી રસાયણિક સંયોગવાળી કુદરતી નિર્મળ હવા અને સૂર્યનો પ્રકાશ મળી શકે છે. માટે દરદીને એવા સ્થળે લેઇ જઇ બની શકે તો લીંબડાના ઝાડ નીચે ખાટલો નાખીને સુવાડવો અથવા તો ઝુંપડામાં રાખવો જોઇએ.

પાણી પણ મનુષ્યની જીંદગીનું રક્ષણ કરનાર તરીકે બીજું ઉત્તમ અને મુખ્ય સાધન છે, એક પાણી શરીરને આરોગ્ય રાખે છે, અને એક પાણી શરીરને માંદુ કરે છે. માટે જે સ્થળનું પાણી સંપૂર્ણ રીતે સ્વચ્છ છે એવી ખાત્રી થાય તે સ્થળનુંજ લાવી વાપરવું. અને જો તેવી ખાત્રી ન થાય તો નદી, કુવા તળાવ, વાવ, નળ વિગેરે જે સ્થળનું પાણી હમેશાં ઉપયોગમાં લેવાતું હોય ત્યાંથી લાવી સારી પેઠે ઉકાળી ઠારી ગળી લેઇને ઉપયોગમાં લેવું એ પાણીને જીવની માફક જાળવવું. અને માટીના કોરા ઘડામાં ભરીને તેને કોઈ પણ જીવ જંતુ લાગે નહિ તેવા સ્થળમાં રાખવું.

ખોરાક પણ પાણી અને હવાની માફક જીવને ટકાવી રાખનારો છે, માટે આ વ્યાધિમાં ખોરાક ઘણીજ સંભાળથી તાજો અને તદન હલકો આપવો, કેવળ દુધ, કાંજી કે ચોખાએ આ વ્યાધિના માટે પ્રથમ પંક્તિનો ખોરાક છે. અને મગનો યુષ બીજા નંબરે છે. પરંતુ ઘઉંનો ખોરાક તો જ્યાં સુધી દરદીને તદન આરામ થાય નહિ ત્યાં સુધી આપવોજ જોઇએ નહિ. હલકામાં હલકી રોટલી, રાબડી, શીરો કે એવો બીજો કોઇ પણ ખોરાક દરદીને પચી શકતો નથી, માટે દરદની શરૂઆતમાં તો કેવળ કાંજી અને દુધજ આપવાં. દુધમાં જો સાકર નાખવી યોગ્ય લાગે તો સાધારણ ગળપણ આવે એટલી નાખવી અને કાંજી બનાવવાની જરૂર પડે તો તે પણ

દુધમાંજ બનાવવી. જો દરદી દુધ ઉપરજ રાખવામાં આવ્યો હોય તો આખા દિવસમાં થઇને તેના શરીરમાં બે શેર દુધ તો જવુંજ જોઇએ. જો તેનાથી વધારે જાય તો ઘણું સારૂં, પરંતુ ઓછું તો નજ જવું જોઇએ. જો કાંજી વાપરવામાં આવતી હોય તો તે દીવસમાં ચાર વખત એટલે દર ત્રણ, ત્રણ કલાકના અંતરે દરેક વખતે પાંચથી દશ તોલા જેટલી દરદીની શક્તિનો વિચાર કરીને આપવી. રોગની શરૂઆતના પ્રથમના ચાર, પાંચ દિવસો કે જે સાધારણ રીતે ભયંકર દિવસો ગણાય છે, તે દિવસોમાં તો ફક્ત દુધ કે કાંજી ઉપરજ દરદીને રાખવો અને પછી જેમ જેમ આરામ થતો જાય તેમ તેમ દુધ જોડે ભાત આપવો. જો દરદી તે વખતે કાંઇ ખારૂં, તીખું માગે તો માત્ર આદાની ચીરીઓ મીઠામાં રગદોળીને પાંચ, સાત જેટલી ખાવા આપવી. આ સિવાય બીજો કોઈ પણ ખોરાક આપવો નહિ. આ મુજબ ચાર, પાંચ દિવસ દુધ ભાત ખવડાવ્યા પછી દરદીને સારૂં થયાના લક્ષણો દૃષ્ટિએ પડે અને કંઇક શક્તિ આવેલી જણાય ત્યારે ચોખા મગની ખીચડી, મગનું ઓસામણ અને ભાત દાળ જેવો ખોરાક આપવો. આ દરદમાં ખોરાક એકી વખતે વધારે પ્રમાણમાં કદી પણ આપવો નહિ, પરંતુ જેમ બને તેમ થોડા પ્રમાણમાં અને વધારે વખત આપવો કેમકે એકી વખતે દરદી ધરાય તેટલો ખોરાક આપવો એ જોખમભરેલું છે. માટે બે, બે, ત્રણ, ત્રણ કલાકના અંતરે થોડો થોડો અને દર વખતે તાજો બનાવીને આપવો જોઇએ. આંતરે આંતરે અને દરેક વખતે તાજો ખોરાક આપવાથી દરદીને ઔષધ કરતાં પણ સારો ફાયદો થાય છે. તેને ખાધેલું પાચન થઇ જાય છે, જેથી ખોરાક ઉપર રૂચિ વધે છે, ભૂખ લાગ્યાજ

કરે છે, ખાવાને સદા પ્રસન્ન રહ્યાં કરે છે, આખા શરીરમાં ખુલા-
સેથી લોહી ફરી શકે છે, જેથી દરદીને જલદી શક્તિ આવતી જાય
છે. માટે જ્યાં સુધી દરદીને પુરતો આરામ થયેલો ન જણાય ત્યાં
સુધી ઘઊંના કે એવીજ બીજી કાઇ ચીજના ભારે પડતા પદાર્થો
ઘી વિગેરે આપવું નહિ. કેમકે એવો ખોરાક આપવાથી અપચો થઇ
તરતજ તાવ ઊથલો મારે છે. માટે આ રોગમાં ઉપર કહ્યા મુજબ
દરેક વાતની બરાબર સંભાળ રાખીને દરદીની માવજત કરવી.

**દરદીની માવજત કરનારાઓને દરદીના હિત માટે તેમજ જાત સંરક્ષણ માટે અમૂલ્ય સૂચના**—પ્લેગના દરદીની માવજત
કરનારાઓએ દરદી, તેનાં કપડાં, બિછાનાં, મળ, મૂત્ર વિગેરેને સ્પર્શ
કર્યા પછી વારંવાર હાથ, પગ ધોતા રહેવું. આ કામ માટે એક ડોલ
અથવા તપેલામાં પાણી ભરીને તેમાં આશરે અધોળ, દોઢ અધોળ
ફીનાઇલ મેળવીને ઉપયોગમાં લેવું. અથવા તો તેટલાજ પાણીમાં
એક અધોળ કાર્બોલિક એસિડ નાંખીને લાકડાના ડંડાથી ખૂબ હલા-
વીને પછી વાપરવું. જો તેમ પણ ન બને તો વીશ ઘઊંભાર રસ-
કપુર અને ચાળીશ ઘઊંભાર મીઠું લઇ એ બન્નેને ભેગાં મેળવી
સારી પેઠે ખરલ કરી તેટલાજ પાણીમાં મેળવવાં. અને જો આવી
સગવડ પણ ન બને તો લીમડાનાં પાંદડાં નાંખી ઊકાળી ઠંડા પાડેલા
પાણીનો ઉપયોગ કરવો. વળી પોતાને જમવાનો સમય થાય ત્યારે
કાર્બોલિક કિંવા બીજો સાબુ આખા શરીરે ચોળી ગરમ પાણીવડે
સારી પેઠે સ્નાન કરી શરીરને સાફ કરી મીઠા તેલમાં કપુર કકડાવીને
તે તેલનું આખા શરીરે માલીસ કર્યા બાદ જમવા બેસવું. દરદીનાં
મળ, મૂત્ર, થુંક, ઊલટી વિગેરે જમીન ઉપર પડવા નહિ દેતાં ઉપર

જણાવ્યા મુજબ રીતે તૈયાર કરેલા ફીનાઇલ, કાર્બોલિક કે રસકપુર ના પાણીથી ભરેલા વાસણમાં ઝીલવાં, અને તેઓમાં કોરી માટી મેળવી છેટે લેઇ જઇ બાળી નાંખી સત્વર નાશ કરવો. ઘરનાં બારી, બારણાં વિગેરે તદન ઊઘાડાં રાખવાં, જાજરૂ વિગેરેમાં ફીનાઇલ છાંટતા રહેવું. ઘરમાં થોડે થોડે છેટે સઘડીઓ બાળવી. દરદી રાખવામાં આવ્યો હોય તે ભાગમાં બીજા કોઇને સુવા દેવો નહિ, તેમજ ફક્ત દરદીની માવજત કરવાને માટે જોઇએ તે કરતાં વધારાનો કંઇપણ સરસામાન ત્યાં આગળ રાખવો નહિ. માવજત કરનારે ભૂલે ચુકે પણ દરદીના સામે બેસવું નહિ. પરંતુ દરદીનો શ્વાસ પોતાના શ્વાસમાં ન આવે તેવી રીતે બાજુએ બેસવું, અને કપુર, નેપ્થલ કે ફીનાઇલની ગોળીઓ અથવા તો યુકેલીપ્ટ ઓઇલને એક રૂમાલ ઉપર છાંટીને વારંવાર સુંઘતા રહેવું. દરદીને વાપરવાનાં આપેલાં કપડાંનો પોતાની જાત માટે કદી પણ ઉપયોગ કરવો નહિ. વળી પોતાનાં તેમજ દરદીનાં કપડાં, બિછાનાં વગેરેને વારંવાર બદલતા રહેવું, અને એ બદલેલાં કપડાંને ઉપર કહ્યા મુજબ બનાવેલા કાર્બોલિક કે રસકપુરના લોશનમાં બોળી ધોઈ સ્વચ્છ કરી તડકે સુકવી અથવા તો ધોયા સિવાય એમને એમ ઘણીવાર તડકે સુકાવીને પછી ઉપયોગમાં લેવાં. દરદીના ઝાડા, પેશાબ કે ઊલટીનો સ્પર્શ પોતાને ન થાય તેવી રીતે એક બાજુએ સાવચેતીથી બેસીને કરાવવાં. ઊઘાડા પગે દરદીની માવજતમાં રહેવું એ અત્યંત જોખમકારક છે. માટે મોજા તેમજ જોડા દિવસ રાત્રિ પહેરેલાજ રાખવા. દરદીની પાસે બેસીને કદી પણ રડવું નહિ. પરંતુ તેને સારી પેઠે દીલાસો મળે તેવી વાતો કરતા જઈ ઘણીજ સંભાળથી શાન્તિથી અને નિર્ભયતાથી સારવાર કર્યા જવી.

**પ્લેગના ઔષધિ ઉપચારો.**—આ દરદ લાગુ પડ્યા પછી તે નાબુદ કરવાને હજુ સુધી કોઇ પણ રામબાણ ઉપાય સાબિત થયો નથી. માત્ર હવા, પાણી, ખોરાક વિગેરેની યોગ્ય વ્યવસ્થા તથા દરદનાં લક્ષણોને અનુસરીને યોગ્ય સારવાર ઔષધયોજના કરવામાં આવે તો જ દરદીનું જીવન બચાવી શકાય છે. અને તેથી ઘરમેળે ઉપાય નહિ કરતાં કોઇ સારા અનુભવી વૈદ્ય કિંવા ડૉકટરની સહાય મેળવી તેની સલાહ પ્રમાણે ઔષધયોજના તેમજ સારવાર કરવી. ગરીબ લોકો કે જેઓ ઘર આગળ એવા કોઇ સારા વૈદ્ય કિંવા ડૉકટરને રોકી શકવાને અશક્ત હોય છે, તેઓના માટે સહુથી ઉત્તમ રસ્તો એ છે કે તેઓના કુટુંબનું કોઇપણ મનુષ્ય પ્લેગથી સપડાય તો તરત જ તેને સરકારી હૉસ્પીટલમાં લેઇ જવું કે જેથી ત્યાં આગળ તેની રીતસર સારવાર થઈ શકે. પરંતુ કદાચ હૉસ્પીટલમાં મોકલવાને પણ ન બની શકે તેમ હોય તો પછી નીચેની સૂચનાઓ પૈકી જે જે યોગ્ય લાગે તેનો સારવાર કરવામાં ઉપયોગ કરવો.

**હૃદયબળ સંરક્ષણ ઔષધો**—આ દરદ હૃદયની શક્તિને એકદમ ક્ષીણ કરી નાંખે છે. અને તેથી ઘણા કેસોમાં નબળાઈ આવીને દરદી એકદમ મરણ પામે છે, માટે હૃદયની શક્તિને ઘટાડે તેવું એકપણ ઔષધ ન આપતાં હૃદય અને નાડીને બળ આપે તેવાં જ ઔષધો આપવાં. આ કામ માટે ઘણાંખરાં મનુષ્યો દારૂ કિંવા બ્રાન્ડીનો ઉપયોગ કરવાની ભલામણ કરે છે, પરંતુ ચાલતા સુધી તેવી ચીજોને નહિ વાપરતાં દ્રાક્ષાસવનો જ ઉપયોગ કરવો જોઇએ. કેમકે દ્રાક્ષાસવ એ દારૂ નહિ હોવા છતાં હૃદય અને નાડીને બળ આપે છે, અને તેથી દારૂ અગર બ્રાન્ડી કરતાં તે વધારે પસંદ કરવાલાયક છે—આ

કામ માટે વળી કોઈ અનુભવી ડૉકટરની સલાહ પ્રમાણે સ્પીરીટ આમોન્યા એરોમેટિક, ટીંકચર ડીજીટેલીસ, ટીંકચર નકસવોમિકા, ટીંચર સીંકોના કિંવા ટીંચર સ્ટ્રોફેન્થાઈસીસ વિગેરે પણ આપી શકાય, તેમજ અનુભવી વૈદ્યની સલાહ પ્રમાણે સોનાની ભસ્મ, ચંદ્રોદય કિંવા હેમગર્ભની માત્રા પણ ઉત્તમ કામ કરે છે.

**રેચક ઔષધો**—આ દરદમાં કદીપણુ સખ્ત જુલાબ આપવો નહિ, કેમકે તેમ કરવાથી નબળાઇ વધી પડે છે, પરંતુ એકદમ ઝાડાનો બંધકોશ રહે તે પણ સારૂં નથી માટે મળાવરોધ એટલે ઝાડાનો બંધકોશ થાય તો થોડું થોડું હિંગાષ્ટક ચૂર્ણ વારંવાર આપવું. અથવા તો તે સાથે જરા જરા સોડા કે સાજીખાર અને હરડેનું ચૂર્ણ મેળવીને આપવું. એમ નહિ તો સુંઠના ઉકાળાના પાણીમાં વિલાયતી મીઠું ાા થી એક તોલા જેટલું મેળવીને આપવું પણ સારૂં છે.

**સ્વેદલ ઔષધો**—પ્લેગના દરદમાં આવેલો તાવ ઉતારવાના ઇરાદાથી પરસેવો લાવે તેવી દવાઓ આપવી એ ખરેખર નુકસાનકારક છે. કારણુ બહુ પરસેવો લાવનારી દવાઓ દરદીના હ્રદયની અને નાડીની શકિત ક્ષીણુ કરી નાંખી નબળાઈ લાવી મરણુ નીપજાવે છે. માટે એવાં ઔષધો ચાલતા સુધી વાપરવાં નહિ. શરીરમાંથી ઝેરનું જોર જેમ જેમ કમી થતું જશે તેમ તેમ પોતાની જાતેજ શાન્ત થતો જશે. તે છતાં કદાચ તાવનો જોસ ૧૦૩ ડીગ્રી કરતાં ઉપર જાય તો તેને કમી કરવાને માથા ઉપર કોલન વૉટર અથવા તો બરફ મુકવો. બરડાની કરોડના મણુકાઓ ઉપર ઠંડા પાણીનાં પોતાં ઘસવાં, તથા હ્રદયની ક્રિયા મંદ ન પડે એટલા માટે થોડા

ગરમ પાણીમાં સાદુ ખાવાનું મીઠું અથવા તો સીંધાલુણ મેળવીને તે પાણી વારંવાર થોડું થોડું પાવું. વળી જો જરૂર જણાય તો કોઇ અનુભવી ડૉકટરની સલાહ પ્રમાણે લીકર એમોન્યા એસીટસ, સોડાસેલીસાયલીક વિગેરે પરસેવા લાવનારાં ઔષધો હૃદયની શક્તિ સાચવી રાખનારાં ઔષધો સાથે આપવાં. આવાં ઔષધોનો ઉપયોગ માત્ર ન ચાલેજ કરવો. પરંતુ એન્ટીફેબ્રીન, એન્ટીપાયરીન, ફીનાસીટીન વિગેરે જેવાં ઠંડાં સ્વેદલ ઔષધો આપવાનો ભૂલથી વિચાર સરખો પણ કરવો નહિ.

**કફવિનાશક ઔષધો**—જો દરદીને ખાંસી થયેલી જણાય તો અરડુસીનો રસ કિંવા પાંદડાંનું ચૂર્ણ મધ સાથે મેળવીને ચટાડવું, દ્રાક્ષાસવ પાવો, અથવા ટીંકચરસીલા વિગેરે ઇંગ્રેજી ઔષધોનો ઉપયોગ કરવો. વળી જો શ્વાસ વધે અને શ્વાસોશ્વાસની સંખ્યા દર મિનિટે ત્રિશની ઉપર જવા માંડે તો છાતી ઉપર અળસીની પોટીસ મારી શેક કરવો, અથવા ટરપેન્ટાઇન તેલનું માલીસ કરવું, રસ સિંદુરની માત્રા પાણી સાથે ઘસી મધમાં મેળવીને પાવાથી કિંવા સુવર્ણ ભસ્મ આપવાથી પણ ખાંસી અને શ્વાસમાં સારો ફાયદો થાય છે.

**પાચનક્રિયાની વિકૃતિ દુર કરવાનાં ઔષધો**—આ દરદમાં પાચનક્રિયા બગડે તો દરદી બચતો નથી, માટે તેના ઉપાયો જલદી કરવા. જો અપચો કિંવા ઝાડા થતા માલમ પડે તો દુધ બંધ કરી માત્ર ચોખા કિંવા આરારૂટની કાંજી આપવી. દરદીને જો સન્નિપાત થાય અને તેથી મુખવાટે ખોરાક ન લેઇ શકે તો ઝાડાવાટે ખોરા-

કની પીચકારી મૂકી અથવા તો નાકવાટે નળી દ્વારા ખોરાક દાખલ કરીને પણ દરદીનું પોષણ કરી શકાય છે. જો દરદીને ઉલટી થતી હોય અને તે બંધ ન પડતી હોય તો બરફ ચુસાડવો. અથવા દુધ-માં સોડા નાંખીને પાવો, ગરમ કરેલું લીંબુ ચુસાડવું, મોરનાં પીછાં અને રેશમી કપડાને બાળીને કરેલી રાખ એક રતી જેટલી લેઇ ૦।। તોલા જેટલા મધમાં મેળવીને ચટાડવી અથવા તો પ્રવાલ ભસ્મ અડધા વાલ જેટલી લેઇ મધમાં ચટાડવી. જો ઝાડા થઇ જાય તો તે બંધ કરવા સારૂ જાયફળ, જાવંત્રિ, કેસર, કાથો અને એવીજ વાતહરસ્તંભક દવાઓ આપવી તથા ખોરાકમાં માત્ર શેકેલા ચોખા-ની કાંજીજ વાપરવી.

**મૂત્રલ ઔષધો**—જો દરદીને પેશાબનો અટકાવ થાય તો પેડુ ઉપર અળસીની પોટીસ લગાડી તેના ઉપર સારી પેઠે શેક કરવો-તેમજ ટીંકચર સીલા, સ્પીરીટ ઇથર નાઇટ્રોસી, શીલાજીત, કિંવા ખડસલીઆપીત પાપડાનો ક્વાથ એમાંથી જે યોગ્ય લાગે તે ઔષધ પીવાને આપવું.

**દાહ શાન્ત કરનારાં ઔષધો**—જો દરદીને અત્યંત દાહ થતો માલમ પડે તો બરફ ચુસાડવો, ગલજીભીનો રસ પાવો, અથવા તો ચંદ્રકળા રસ આપવો.

**સન્નિપાતહર ઔષધો**—જો દરદીને સુઝારાનાં ચિન્હો જેવાં કે લવારી, ઉન્માદ વિગેરે જણાય તો તેની શાન્તિ અર્થે મગજ પર બરફની કોથળી રાખવી, અને કલોરલ હાઇડ્રસ નામની ઇંગ્રેજી દવા ૧૫ ગ્રેન તથા ટીંચર હાયોસાઇમસ ૨૦ ટીંપાં લેઇ ત્રણ ઔંસ પાણી

સાથે મેળવીને તેમાંથી દર ચાર કલાકે એક ઔંસ પાણી પાવું—અથવા તો સુવર્ણ ભસ્મ કિંવા ચંદ્રોદય રસ દર ટાઇમે ૦ાા થી એક રતી જેટલો લેઇ બ્રાહ્મી કે સંખાવલીના રસ સાથે કિંવા મધ સાથે મેળવી દર ચાર કલાકે આપવો.

**ફેફસાંનો સોજો હરનારાં ઔષધો**—જ્યારે ન્યુમોનિક પ્લેગ નાં ચિન્હો માલુમ પડે ત્યારે નિચેનું મિશ્રણ આપવુ—

ટરપેન્ટાઇન ઓઇલ ૧૨ ટીંપાં, ટીંચર ડીજીટેલીસ ૧૨ ટીંપાં.
પોટાસ આયોડીડ ૬ ગ્રેન, લાઇકર સ્ટ્રીકન્યા ૧૫ ટીંપાં.
આમોન્યા કાર્બોનસ ૧૨ ગ્રેન, વાયનમ આઇપીકાક ૪૦ ટીંપાં.
પાણી ૪ ઔંસ.

સાથે મેળવી દિવસમાં ચાર વખત દર ટાઇમે એક ઔંસ જેટલું પાવું અથવા તો સુવર્ણ ભસ્મ દર ટાઇમે ૦ાા રતી જેટલી લેઇ આકડાના મૂળના ઉકાળા જોડે પાવી.

**પ્લેગનું વિષ હરનારાં ઔષધો**—અત્યાર સુધીમાં પ્લેગના દરદના લીધે થનારાં ઉપદ્રવોની શાન્તિ માટેનાં ઔષધો વર્ણવવામાં આવ્યાં, પરંતુ જે બીજને લેઇને પ્લેગનું દરદ ઊત્પન્ન થાય છે. તે બીજને નાબુદ કરનારાં એટલે શરીરમાં પ્લેગનાં જંતુઓનો પ્રવેશ થવાથી સંચિત થયેલા ઝેરને નાબુદ કરી લોહીને સુધારી તબીયતને પ્રથમની હાલતમાં લાવનારાં ઓષધોનું વર્ણન કરવામાં આવ્યું નથી. પ્લેગનું ઝેર નાબુદ કરી પ્રાણની રક્ષા કરનારાં ઔષધો શોધી કાઢવા માટે આજ સુધીમાં અનેક ઔષધોનો અનુભવ લેવામાં આવ્યો છે. પરંતુ તેઓ પૈકી એક પણ ઔષધ હજુ સુધી રામબાણ સાબિત

શકું નથી, માત્ર યોગ્ય સારવાર અને પથ્ય એજ મુખ્ય ઔષધો માલમ પડયાં છે. તો પણ આ કાર્ય માટે આજકાલ જે જે ઔષધો વિશેષ હિતકર માલમ પડયાં છે તે નીચે મુજબ છે.

૧. **ટીંચર આયોડીનનો** ઉપયોગ—પ્લેગ પ્રતિ બંધક ઉપચારોમાં જણાવ્યા મુજબ પ્લેગનો રોગ લાગુ પડતો અટકાવવા તેમજ પ્લેગ લાગુ પડયા પછી તેનું ઝેર નાબુદ કરવાને માટે હાલમાં આ દવા વિશેષ ફાયદા કારક માલમ પડી છે. માટે પ્લેગ પ્રતિ બંધક ઉપચારોમાં કહ્યા મુજબ દર બે કલાકે એક ઔંસ પાણીમાં એક ટીપા જેટલી આ દવા નાંખીને પાવી તેમજ ગાંઠ ઉપર પણ ચોપડવી.

૨. વળી **પ્લેગ કયોર પ્લેગ, મિકશ્ચર હબ્નીશી આબીન, મહાગંધ હસ્તી અગદ**—વિગેરે ઔષધો પણ ઊતમ ફાયદો કરે છે. માટે તેઓ પૈકી પણ જે યોગ્ય લાગે તે ઔષધનો ઉપયોગ પ્લેગ પ્રતિ બંધક વિધિમાં જણાવ્યા મુજબ કરવો.

૩. આરોગ લાગુ પડયા પછી બીજા કોઇ પણ ઔષધનો ઉપયોગ કરવાના બદલે નીચે જણાવેલી વિધિ મુજબ દરદીની વ્યવસ્થા કરી ઔષધ તરીકે કેવળ લીંમડાના તેલનોજ ઉપયોગ કરવાથી પણ રક્ત સુધારક, જંતુ ઘ્ન, જ્વરહર અને વિષનાશક અસર થઇ ઘણા દરદીઓના પ્રાણ બચ્યાનો અનુભવ આવેલો છે, માટે જો બની શકે તો યોગ્ય વ્યવસ્થા સાથે તેનો ઉપયોગ કરવો.

પ્લેગનું દરદ લાગુ પડયાની જાણ થાય કે તરતજ દરદીને વસ્તીવાળા જગ્યામાંથી ઓછામાં ઓછો બે માઇલ જેટલે દુર ખુલી હ-

વાવાળી સપાટ જમીનમાં લેઈ જવો, અને ત્યાં આગળ ખેતરોમાં આકડાનાં ડાંખળાંની એકજ મનુષ્ય રહી શકે એવડી ઝુંપડી બાંધીને તેમાં તેને રાખવો. આ સ્થળે માત્ર દરદીની સારવાર માટે જરૂર જેટલાં એટલે એકાદ, બે મનુષ્યો કરતાં વધારે મનુષ્યોએ બિલકુલ જવું નહિ. અને એ સારવાર કરનારાં મનુષ્યોએ પણ દરદીની ઝુંપડીની અંદર ન વસતાં ઇલાયદા રહેવું. તેમજ જેમ બને તેમ દરદીની ઝુંપડીમાં ઓછું દાખલ થવું. ઝુંપડીમાં દિવસરાત્રિ લીંબડાના તેલનો દીવો બળતો રાખવો અને તેની પાસે લીંબડાનું એક જાડું લાકડું પણ બળતું રાખવું કે જેથી તેનો ધુમાડો દરદીને મળ્યાં કરે, દવા તરીકે દરદીને દર ટાઇમે ૦ાા તોલા જેટલું લીંબડાની લીંબોળીનું તેલ દર બેથી ત્રણ કલાકે પાવું, એટલે આખા દિવસનું મળીને ચારથી ૭ તોલા જેટલું પાવું. ખોરાક દુધ કાંજી જેવો હલકો રાખવો.

આ ઉપાય તાડ પત્ર ઉપર તામીલ ભાષામાં લખેલા એક પ્રાચિન પુસ્તકમાંથી પ્રથમ મળી આવ્યો હતો અને તેનો અનુભવ લેતાં અકશીર માલમ પડયો છે.

૪. આ સિવાય વળી આ દરદ માટે અમારા તરફથી લાંબી શોધના અંતે "પ્લેગ વિષવિનાશની વટિકા" નામની ગોળીઓ બનાવવામાં આવી છે—જેમાંથી પ્લેગની મોસમમાં સવાર સાંઝ એક, એક ગોળી લેવાથી પ્લેગ લાગુ પડતો નથી. તેમજ પ્લેગ લાગુ પડયા પછી દર બે, બે, કલાકે એક એક ગોળી આપવાથી સેંકડો દરદીઓ બચી ગયા છે. કિંમત ચોસઠ ગોળીની ડબીનો રૂા. એક છે. અને વાપરવાની રીત બાટલી સાથે મોકલવામાં આવે છે, માટે ઇચ્છા હોય તો મંગાવીને વાપરવી.

**ગાંઠના માટે ઔષધો.** પ્લેગના દરદીને જાંઘ, બગલ કિંવા ગળા કે ડોકના ભાગ આગળ સ્હેજ પણ ખરજ આવે અગર સુંથારો કે દુઃખાવો થાય તો તરતજ તેણે દરેક પ્રકારની હીલચાલ મુકી દેવી, કેમકે હાલવા ચાલવાથી તે સ્થળોએ વધારે પીડા થાય છે, માટે ઉપર મુજબ ચિન્હો થતાંજ વિશ્રાન્તિ લેવી, અને જે ભાગમાં દરદ અથવા દુઃખાવો થતો હોય તે ભાગ સાબુથી ધોઇ બરાબર સાફ કરી ખરમચડા ટુવાલથી લુછી કોરો કરવો, અને પછી તેના ઉપર અન્ગવેન્ટમહાયડ્રાજીરી એટલે પારાનો મલમ ચોપડવો. જો આ મલમ ચોપડી ન શકાય તેવો કઠીણ હોય તો જરા આંગળી ઉપર લેઇ દેવતા ઉપર ધરી નરમ થાય એટલે દુઃખતા ભાગ ઉપર સારી પેઠે ઘસવો. આ પ્રમાણે ત્રણ ચાર વખત ઘસવો એટલે દુઃખાવો તરત નરમ પડી જશે. છતાં કદાચ એમ ન બને અને તે જગ્યાએ ગાંઠ ઉપડી આવે અને વધારે દુઃખાવો થવા માંડે તો તેના ઉપર ટીંકચર આયોડીન પીંછીવડે અથવા તો એક સળી ઉપર રૂ વીંટાળી તે સળીવડે લગાડવું, અને તે સુકાઇ જાય ત્યારે તેના ઉપર રેતીની પોટલીઓને અગ્નિથી તપાવીને સારી પેઠે સેક કરવો અથવા તો પારાનો મલમ લેઇને તેના ઉપર ઘસવો એટલે દુઃખાવો નરમ પડી ગાંઠ વેરાઇ જશે. પરંતુ કદાચ એમ કરવા છતાં પણ ગાંઠ નરમ ન પડે અને વધારે મોટી થઇ જાય, તથા તેના ઉપર સોજો આવી સખ્ત પીડા થવા માંડે તો લીનીમેન્ટ આયોડીન ચોપડવું અને તે સુકાવા બાદ પારાનો મલમ ઘસવો જેથી તરત સોજો ઉતરી જશે, અને વેદના મટી જઇ ગાંઠ વેરાઇ જશે. જો લીનીમેન્ટ આયોડીન લગાવવાથી અતિશય

બળત્રા બળે તો થોડીવાર પછી તેના ઉપર વેસેલાઇન અથવા તો એરંડીયું ચોપડવું જેથી બળત્રા ઓછી થઇ જશે.

વળી ધંતુરાના પાંદડાં, રસકપુર, કીડામારી, કાગડીયું ( તલવણી) વાવડીંગ, કપીલો. એળીઓ, ગંધક, લીંબડાનાં પાંદડાં કિંવા તેલ, ગધેડાની લાદ, સરસડાનાં બીજ, કપુર એ ચીજો પણ પ્લેગનાં જંતુઓ મારવાની શક્તિવાળી જણાઇ છે. માટે તે બધી ચીજો સરખા ભાગે લેઇ વાટી લીંબડાનાં પાંદડાંના રસમાં ખરલ કરી લુગદી બનાવી ગાંઠ ઉપર મુકવાથી પણ દુઃખાવો શાન્ત થઈ ગાંઠ વેરાઇ જાય છે.

આ ઉપચારો કર્યાં છતાં પણ ગાંઠ નરમ ન પડે તો પછી તેના ઉપર ભીલામો, ચિત્રો, તેજાબ વિગેરે સખ્ત ચીજો લગાવવાનું સાહસ ન કરતાં ગાંઠને ધીમે ધીમે પાકવા દેવી. કેટલાએક લોકો એવું માને છે કે ગાંઠને જેમ બને તેમ જલદી પકવી ફાડી નાંખવાથી કિંવા ચીરી નાંખવાથી પ્લેગનું ઝેર શરીરમાંથી નીકળી જાય છે અને તેથી તેઓ ગાંઠને ચીરી નંખાવવાનો પ્રયત્ન કરે છે પરંતુ એમ કરવાથી ઘણુંજ નુકશાન થાય છે. કાચી ગાંઠ ચીરવાથી કિંવા સખ્ત ઔષધો ચોપડવાથી ઘણીજ વેદના થાય છે, અને તેના લીધે પ્લેગથી આવવો જોઇએ તે કરતાં પણ અધિક જોસમાં તાવ આવી દરદીનો જાન જોખમમાં આવી પડે છે. એટલા માટે ગાંઠને બરાબર પાકયા સિવાય કદી પણ ચીરાવવી નહિ. તેમજ તેને જલદી પકવવાનાં લોભે કદી પણ સખ્ત ઔષધો લગાડવાં નહિ. પરંતુ તે જલદી પાકે એટલા માટે ઉપર કહેલાં ઔષધો પૈકી યોગ્ય લાગે તેનો ઉપ-

શેક કરવો અથવા તો વારંવાર અળશીની પોટીસ બાંધવી કિંવા એકસ્ટ્રાકટ બેલાડોના એક ભાગ અને ગ્લીસેરાઇન અડધો ભાગ મિશ્ર કરી ચોપડવું અને તેના ઉપર સારી પેઠે શેક કરવો જેથી વેદના દુર થઇ ગાંઠ બેશી જશે કિંવા પાકી જશે.

આ પ્રમાણે ઉપચારો કરવાથી જ્યારે ગાંઠ બરાબર પાકી જશે ત્યારે પોતાની જાતેજ ફાટી જશે. છતાં જો તેમ ન થાય તો બરાબર પાકયા પછી નસ્તરથી ચીરવાને માટે પણ હરકત નથી. પરંતુ આવા સમયે ઘણી સંભાળ રાખવાની જરૂર છે કેમકે ગાંઠ પાકતી વખતે અને તેની રસી નિકળતી વખતે તેમાં રહેલાં જંતુઓ-દ્વારા બીજાઓને પ્લેગનો ચેપ લાગવાની ઘણીજ ધાસ્તી રહે છે. માટે આવા સમયે સારવાર કરવામાં ઘણીજ સાવચેતી રાખવી, ગાંઠ ફાટે કે તરત તેમાંથી નિકળતી રસીને જેમ તેમ વહેવા નહિ દેતાં કાર્બોલિક લોશન એટલે એક ભાગ કાર્બોલિક એસિડ અને ત્રીસ ભાગ પાણીને સાથે મેળવી સારી રીતે હલાવીને તૈયાર કરેલા પ્રવાહીથી ભરેલા વાસણમાં ઝીલીને દુર ફેંકી દેવી કિંવા તેનો બાળી દઇ નાશ કરવો. વળી ગાંઠ ફાટે કે તરતજ તેને કાર્બોલિક લોશનથી ધોઇને સાફ કરવી. જો ગાંઠ ફાટવાથી ઊંડો ઘા પડયો હોય તો કાચની પીચકારીમાં લોશન ભરીને તેની ધાર ધીમે ધીમે ઘામાં મારતા જઇ ઘાને ધોઇ સાફ કરવો. અને જો વધારે ઊંડો ઘા નહિ હોય તો આ લોશનથી ભીંજવેલા રૂવડે પરૂ, રસી વિગેરે સાફ કરવાં. આ પ્રમાણે કાર્બોલિક લોશનથી ઘા ધોયા બાદ ફરીથી મરક્યુરી લોશનથી પણ એ મુજબ ધોવો. આ મરક્યુરી લોશન એવી રીતે બનાવવું કે રસકપુર પાંચ ઘઊંભાર, મીઠું દશ ઘઊંભાર

અને પાણી અઢી શેર લેઇ પ્રથમ મીઠા અને રસકપુરને સાથે ખરલ
કરી થોડા પાણીમાં નાંખવાથી જ્યારે તે પાણીમાં ઓગળી જાય
ત્યારે બાકીનું પાણી તેમાં ઉમેરીને ઉપયોગમાં લેવું. આ પ્રમાણે
ઘાને ધોયા બાદ જો તે ગાંઠનો કંઇ પણ ભાગ કાચો જણાય તો
તેને પકવવાને માટે અળસીની પોટીસ લગાડતા જવી અને જે
રસી નિકળે તે વારંવાર ધોતા જવી. એમ કરતાં જ્યારે ગાંઠનો
બધો ભાગ પાકી જઇ સાફ રસી નિકળી જાય, ત્યારે તેને ઉપર
મુજબ સારી પેઠે ધોઇ નાંખી તેમાં આયડોફૉર્મ ભભરાવવું. અને
પછી એક ભાગ કાર્બોલિક એસિડ અને વીશ ભાગ તેલને સાથે
મેળવી સારી પેઠે હલાવીને તૈયાર કરેલા ઘા તેલમાં લીન્ટનું કપડું
અથવા તો રૂ ભીંજાવીને તે તે ઘામાં ખોસીને તેના ઉપર તે ઘા
ઢંકાય તેવડું લીન્ટનું કપડું મુકી ઉપર પીંજેલું રૂ રાખી ચોખ્ખા
કપડાનો પાટો બાંધી દેવો. શરૂઆતમાં જો કે એકલું આયડો ફૉર્મ
ના ભરાવવું. પરંતુ બે ચાર દિવસ પછી બોરિક એસિડ તથા આયડો
ફૉર્મ એ બે સરખા ભાગે લેઇ એકઠાં કરીને વાપરવાં. દર બીજા
દિવસે પાટો છોડવો અને ઉપર કહ્યા મુજબ ઘાને ધોઇ સાફ કરી
દવા ભભરાવી પાટો બાંધવો. એ પ્રમાણે જ્યાં સુધી ઘા રૂઝાય ત્યાં
સુધી કર્યાં કરવું. ગાંઠ ઉપર બંધાતા પાટા દરરોજ દુર ફેંકી દેવા
અને નવા પાટા વપરાશમાં લેવા. ઘા રૂઝાવા લાગે અને થોડો
ઘણો બાકી રહે ત્યારે પાટો ઢીલો બાંધવો. કેમકે તે સમયે પાટો
વખતે ઉઠી આવે છે. માટે આવા પ્રસંગે એટલે સ્હેજ સ્હાજ ઘા
રૂઝાવાનો બાકી હોય ત્યારે ઘા ઉપર પાટો નહિ બાંધતાં સાદો
મલમ અથવા તો કાર્બોલિક તેલ લગાડયાં કરવું. પરંતુ ઘાને કોઇ

પણ કારણસર કદી પણ તદન ઉઘાડો રાખવો નહિ. આ ઘાઇ સાફ કરવાને માટે કાર્બોલિક લોશન ન મળી શકે તો લીંબડાનાં પાંદડાં નાખી ઉકાળેલું પાણી પણ ચાલી શકે છે.

આ રોગના માટે જો કે કોઇપણ રામબાણ ઉપાય હજુ સુધી અસ્તિત્વમાં આવ્યો નથી, તોપણ વિવેક બુદ્ધિથી ઉપર બતાવ્યા મુજબ સારવાર કરવામાં આવે તો ઘણા દરદીઓ મૃત્યુના મુખ-માંથી બચાવી શકાય છે. માટે યોગ્ય લાગે તે મુજબ સારવાર કરવી. છતાં પણ કોઇ ઘરમાં પ્લેગથી મૃત્યુ થાય ત્યારે અથવા તો ગામ બહાર નિકળી ગયા પછી ફરીથી ગામમાં રહેવા જવાનું થાય ત્યારે જે ઘર કિંવા ગામમાં પ્લેગનો ચેપ દાખલ થયો હોય તે ઘર કિંવા ગામ અને દરદીના ઉપયોગમાં વપરાએલા સરસામાનને નીચે જણાવેલી વિધિ મુજબ ઝેર રહિત કર્યા બાદ ઉપયોગમાં લેવાં.

**પ્લેગ દુષિત સ્થળ અને સરસામાનને ઝેર રહિત કરવાની રીત**—જે સ્થળે પ્લેગનો કેશ બન્યો હોય તે સ્થળની હવા જંતુઘ્ન ઔષધોવડે સાફ કર્યા સિવાય બીજા કોઇએ વસવું નહિ. જંતુઓનો નાશ કરનારા જો કે અનેક ઔષધો છે પરંતુ આજકાલ વિશેષ પ્રચ-લિત ઔષધો નીચે મુજબ છે.

(૧) એક ભાગકાર્બોલિક એસિડ અને વીસ ભાગ પાણી સાથે મેળવીને તૈયાર કરેલું પ્રવાહી જંતુઓને તત્કાલ મારી નાખવાની શક્તિ ધરાવે છે.

(૨) એક ભાગ ફીનાયલ અને સો ભાગ પાણી સાથે મેળવીને બનાવેલું લોશન પણ પાંચ મિનિટની અંદર જંતુઓનો નાશ કરી મૂકે છે.

(૩) એક ભાગ રસકપુર અને હજાર ભાગ પાણી સાથે મેળવીને તૈયાર કરેલું પ્રવાહી પણ એક મિનિટમાં જંતુઓનો નાશ કરે છે.

(૪) એક ભાગ મોરથુથુ અને વીશ ભાગ પાણી મિશ્ર કરીને પણ ઉપયોગમાં લેવાય છે. આ સિવાય વળી પોટાશ્યમ પરમેંગનેટ, સલફ્યુરીક એસિડ કિંવા ક્લોરાઇડ ઑફ લાઇમ એક ભાગ અને દશ હજાર ભાગ પાણી સાથે મેળવીને પણ જંતુઓનો નાશ કરવા માટે વપરાય છે. પરંતુ આજકાલ સહુથી વિશેષ ઉપયોગ મરકયુરી લોશનનોજ થાય છે, કેમકે કાર્બોલિકનું લોશન મોંઘુ પડે છે, ફીનાઇલ અને ક્લોરાઇડના લોશનથી દુર્ગંધિ વિશેષ આવે છે, મોરથુથાનું લોશન ઓછું જલદ થાય છે, અને તેજાબ એ એક ભયાનક વસ્તુ હોવાથી દરેક મનુષ્યો નિર્ભય રીતે તેનો ઉપયોગ કરી શકે નહિ, જેથી સર્વથી વિશેષ ઉપયોગી મરકયુરી લોશનજ સિદ્ધ થયેલું હોવાથી પ્લેગના દિવસોમાં સરકાર તરફથી ઘરોને ધોઇ સાફ કરવાને માટે લીલા રંગનું જે પ્રવાહી વાપરવામાં આવે છે, તે આ મરકયુરી લોશનજ હોય છે, અને તે એવી રીતે બનાવવામાં આવે છે કેઃ—

એક મોટા વાસણમાં પચ્ચાશ તોલા રસકપુર નાંખી તેમાં બસો તોલા હાઇડ્રોક્લોરીક એસિડ એટલે મીઠાનો તેજાબ રેડી લાકડાના દંડાથી સારી પેઠે હલાવી સેળભેળ કરી પછી તેમાં બાર શેર પાણી અને અઢી તોલા લીલો રંગ મેળવી લાકડાના પીપમાં ભરી રાખવું. આ પ્રવાહી સેંકડે દશ ટકા પારાના મિશ્રણવાળું બને છે, માટે તેનો ઉપયોગ કરવો હોય ત્યારે તેમાં ૨૫૦ શેર પાણી મેળવી વાપરવું જોઇએ. આ મિશ્રણમાં રંગ નાંખવાની મતલબ એવી છે કે જ્યારે તે ભીંતો ઉપર છાંટવામાં આવે ત્યારે સ્પષ્ટ જણાઇ આવે

કે કોઇ સ્થળ છાંટયા સિવાયનું તો નથી રહી ગયું ? જેઓને આ પ્રમાણે પ્રવાહી તૈયાર કરી રાખવાની પ્રથમથી જરૂર જણાતી ન હોય તેવા લોકો વળી જ્યારે જોઇએ ત્યારે નીચેની વિધિથી ગામડાઓમાં પણ લોશન તૈયાર કરી શકે છે.

રસકપુર પાંચ તોલા, નવસાગર પાંચ તોલા અને મીઠું દશ તોલા લેઇ એક વાસણમાં નાંખી થોડા પાણી સાથે લાકડાના દંડાથી સારી પેઠે ઘુંટી પછી તેમાં દોઢ મણ પાણી અને બે વાલ લીલોરંગ મેળવી ઉપયોગમાં લેવું. રસકપુરથી કલાઇ, લોઢું વિગેરે ધાતુનાં વાસણો ખવાઇ જાય છે, એટલા માટે આ બન્ને તેમજ બીજાં લોશનો તૈયાર કરવામાં પણ માટી કે લાકડાનાં વાસણોનો ઉપયોગ કરવો જોઈએ.

આવાં લોશનો જો કે ઘરની હવા શુદ્ધ કરવાને માટે વપરાય છે, પરતુ તે જમીન ઉપર થોડાં થોડાં છાંટવાથી કંઇપણ લાભ થતો નથી, અને તેથી તે જે સ્થળ ઉપર છાંટવામાં આવે તે સ્થળ બરાબર રીતે ધોવાઇ જાય તેટલા પ્રમાણમાં છાંટવું જોઇએ. ડીસઇન્ફેક્ટ કરેલાં ઘરોમાં પણ ફરીથી પ્લેગ ફેલાઇ જાય છે, તેનું કારણ એજ હોય છે કે તે ઘરો બરાબર રીતે ધોવાય તેટલા પ્રમાણમાં લોશન વાપરવામાં આવેલું હોતું નથી અને તેથી પ્લેગના જંતુઓ ત્યાં આગળ સહી સલામત રહી શકે છે. એટલા માટે એવી કુશળતાથી તેનો ઉપયોગ કરવો જોઇએ કે કોઇપણ સ્થળ ધોવાયા સિવાયનું ન રહે. આ કામ માટે પ્રથમ ઘરને અડકાવેલુંજ રાખી બહારની બાજુએ આ લોશનના પાણીનો ફુવારો ઊડાવી ભોંયતળીયું તેમજ ભીંતો ધોઈ સાફ કરવી. પછી બારણું ઉઘાડી બહાર ઉભા રહી અંદરના ભાગના ભોંયતળીઆ ઉપર તેમજ આજુબાજુ આ દવા છાંટી

પછી ઘરમાં પેસવું, અને ઘરની દીવાલો, છતો, છાપરાં અને બારીઓ ઉપર આ દવા એવી કુશલતાથી છાંટવી કે કોઇ પણ ભાગ ધોવાયા સિવાયનો ન રહે. ઉંદરો અને એવાં બીજાં જંતુઓનાં રહેઠાણો અને દરો તથા સંડાસો, ખાળો, મોરીઓ વિગેરેમાં સારી પેઠે લોશન છાંટી સ્વચ્છ કરી લેવાં. જો ભીંતો ભોંય તળીયું વિગેરે ભાગો પત્થર, ઇંટ કિંવા લાકડાથી બાંધેલા હોય તો તેને સારી પેઠે ધોઇજ નાંખવા જોઇએ, પરંતુ જો તે ભાગો માટીથી બાંધેલા કાચા હોય તો સારી પેઠે છંટાય એમ કરવું જોઇએ અને એક વખત છાંટેલું લોશન તેમાં શોષાઇ જાય ત્યારે બીજી વખત છાંટવું જોઇએ. જો ઘરમાં એક કરતાં વધારે ખંડો હોય તો તેઓને એક પછી એક એમ ઉપર કહેલી રીતથી સાફ કરવા જોઇએ. અને પછી તેમાં સ્વચ્છ તાજી હવા આવવા દેવી જોઇએ. હવા દાખલ થવા માટે ઘરનું છાપરૂં ઉકેલી નાંખવું એજ ઉત્તમ રસ્તો છે.

આવી રીતે ઘર સાફ કરતી વખતે ઘરની અંદરની તમામ ચીજો બહાર કાઢી નાંખવી જોઇએ, અને નકામાં ચિંથરાં, પથારી, પ્લેગના દરદીના ઉપયોગમાં લીધેલાં કપડાં, બીછાનાં વિગેરે બાળી નાંખવાં જોઇએ. અગર જો તેમ કરવાને જીવ ન ચાલે તો તે તેમજ બીજાં સારાં કપડાં અને બીજા સમાનને ત્રણ કલાક સુધી ઉપર મુજબ તૈયાર કરેલા લોશનમાં ભીંજાવી રાખી નિચોવ્યા વગરજ સુકવી દેવા જોઇએ, અને જે જે ચીજોને આમ ભીંજાવી રાખી ન શકાય તેવી હોય તે તે વસ્તુઓને બે, ચાર દિવસ સુધી સૂર્યના તડકે રાખી શુદ્ધ કરી લેવી જોઇએ. આમ કર્યા પછી તે ઘરને સુકાવા દેવું જોઇએ, અને કેટલા એક દિવસ પછી કળી ચુનાથી

સારી પેઠે ધોળી આ ઘરને તાળું મારી એક મહીનો ખાલી રાખવું; અને ત્યાર બાદ રહેવા જવું. આમ કરવામાં જો કે થોડું ઘણું ખર્ચ થાય છે, પરંતુ ત્યારબાદ તેમાં રહેવાથી કોઇ પણ જીવનું જોખમ થવાની ધાસ્તી રહેતી નથી. માટે ગામ બહાર પછી અવસ્ય આ રીતે દરેક મનુષ્યોએ પોતપોતાનાં ઘરો સ્વચ્છ કર્યા બાદજ પાછા વસવા જવું જોઇએ. અને વળી જ્યારે જ્યારે હવા અશુદ્ધ થવાની શંકા ઉત્પન્ન થાય ત્યારે ત્યારે ફરીથી એ મુજબ ઘરોને શુદ્ધ કરી લેવાં જોઇએ.

ઉપસંહાર—આ સમગ્ર લેખની મતલબ ઉપરથી આપ સારી પેઠે સમજી ગયાજ હશો કે મલિનતા એજ આ રોગ ઉત્પન્ન થવાનું મુખ્ય બીજ છે, આ મલિનતા સ્વચ્છ હવાની તાણ, સૂર્યના પુરતા અજવાળા અને તડકાની ખામી, મકાનોની અંદર તેમજ બહારની ગંદકી, ભેજ વિગેરેના લીધે પ્રથમ ઘરની મોરીઓ, ખાળો, પાણીઆરાં, રાચરચીલું, દાણાદુણી, ઘાસચારો, છાણાં લાકડાં વિગેરે ભરવાનાં સ્થળો, ભોંયતળીયાં, સંડાસો, ખુણાખોચરા, વિગેરે સ્થળોમાં પેદા થાય છે. જેમાંથી મરકી, મેલેરીયા, કોલેરા વિગેરેનાં જંતુઓ ઉત્પન્ન થઇ અનેક પ્રાણીઓનો ભોગ લેવા માંડે છે, અને તેટલા માટે જે જે ગામો ગીચ વસ્તી અને આજુબાજુની ગંદકી તેમજ થોડી હવા અને થોડા અજવાળાવાળાં કે લોકોની ગંદી રહેણીકરણીની આદતોવાળાં હોય તે ગામોની રચનામાં ફેરફાર કરાવી ગીચ વસ્તી ઓછી કરી નંખાવી પુષ્કળ ખુલ્લી જગ્યાવાળાં તેમજ સારી રીતે હવા આવ જા કરે તેવાં મકાનો બાંધવાં જોઇએ. અને લોકો જેમ બને તેમ સ્વચ્છતાભર્યું વર્ત્તન રાખે તેવો ઉપદેશ દેવો જોઇએ કે જેથી ભવિષ્યમાં ફરીથી પ્લેગનું આક્રમણ થતું અટકે.

પ્લેગનો નાશ કરવાનો માત્ર આ એકજ ઉપાય આજસુધીમાં ખાત્રીલાયક રીતે સિદ્ધ થયેલો છે, પરંતુ આ દેશના લોકોની અજ્ઞાનતા, આળસ, રહેવા વસવાની કઢંગી રીતભાત તેમજ અનેક પ્રકારના વ્હેમોને લીધે તેનો પુરતો ઉપયોગ કરવામાં આવ્યો નથી એટલુંજ નહિ પરંતુ પોતાના ગામમાં પ્લેગ ચાલવા છતાં પણ તે સ્થળનો ત્યાગ કરી બહાર વસવા જવાને બદલે કેટલાએક વ્હેમી, અજ્ઞાન અને નશીબ ઉપર આધાર રાખનારા પુરૂષો અને સ્ત્રીઓ લોકોને કહેતા ફરે છે કે છો, અમને પ્લેગ ગળી જતો ! છો, અમને પ્લેગ થતો ! છો, અમે મરી જતા ! ઇશ્વરના ઘેરથી તુટયા સિવાય કોઇનાથી કંઇપણ થવાનું નથી ! કોઇનાથી જીવ લેવાતો નથી ! આમ કહી જેઓ સ્થળ ત્યાગ કરવાને તૈયાર થયા હોય છે; તેમને પણ અટકાવે છે, અને પછી જ્યારે પ્લેગના પંઝામાં સપડાય છે, ત્યારે પોક મુકી રડવા લાગે છે. છેવટે પોતે મરી જાય છે, અને બીજાઓને પણ મારતા જાય છે. કેમકે પ્રેમના લીધે કિંવા દુનિયાદારીની ખાતર પણ તેમનાં સગાં વ્હાલાં, ઇષ્ટ મિત્રોને તેમની ખબર અંતર પુછવા આવવું પડે છે, કિંવા તેમની સારવારમાં રોકાવું પડે છે અને પોતાના કિંમતી જાનોનો ભોગ આપવો પડે છે. વાસ્તવિક રીતે આવાં મનુષ્યોનાં પાપે કરીનેજ પ્લેગ પુષ્કળ પ્રમાણમાં ફેલાય છે. અને લાખો મનુષ્યોનો જાન જાય છે. માટે પ્લેગની રૂતુમાં આવાં મનુષ્યોના ઉપદેશ ઉપર વિશ્વાસ રાખી પ્લેગવાળા સ્થળમાં પડી રહેવું તેમજ ભવિષ્યમાં પ્લેગ થતો અટકાવવાના ઉપાયો યોજવામાં બેદરકારી રાખવી એજ મૃત્યુના મુખમાં જવાની અને બીજાઓને સાથે લેઇ જવાની હાથેકરીને શોધી કાઢેલી બારી છે.

એટલા માટે દેશના આગેવાન મહાપુરૂષો, સત્તાધારીઓ, તેમજ કેળવાએલા ગણાતા ગૃહસ્થોને હું વિશેષ ભાર દઇ ભલામણ કરૂં છું કે લોકોમાંથી આવું અજ્ઞાન દૂર થવા અને સ્વચ્છ હવા, સ્વચ્છ ખોરાક, સ્વચ્છ પાણી, પુરતું અજવાળું અને સુઘડતાથી થતા ફાયદા સમજાવવા માટે એક નહિ પરંતુ અનેક લેખો છપાવી લોકોમાં મફત વ્હેંચવા જોઇએ. એક નહિ પરંતુ અનેક ઉપદેશકો તૈયાર કરવા જોઇએ. એક નહિ પરંતુ અનેક સભાઓ ભરવી જોઇએ. અનેતેમાં દેશના ઉદ્ધાર માટે બીજી કોઇપણ બાબતનો વિચાર કરતા પહેલાં આ વિષય હાથ ધરવો જોઇએ. સ્કુલોમાં કેળવણી લેતા વિદ્યાર્થીઓ કે જેઓ ભવિષ્યમાં પોતપોતાનાં કુટુંબોના આગેવાનો થવાના છે, તેઓના મન ઉપર આ ઉપદેશની અત્યારથીજ ખાસ અસર થાય એવો પ્રબંધ કેળવણી ખાતાએ પણ કરવો જોઇએ. કેમકે ધર્મ, અર્થ કામ અને મોક્ષ એ દરેક પુરૂપાર્થ દેહ વડેજ સાધી શકાય છે. જો દેહ આરોગ્ય નહોય તો કોઇ પણ પ્રકારનો વૈભવ, કોઇપણ પ્રકારનું સુખ, કોઇપણ પ્રકારનો આનંદ ઉપયોગમાં આવી શકતો નથી, અને તેથીજ **शरीरमाद्यंखलु धर्मसाधनम्** ॥ દેહનું આરોગ્ય જળવાઇ રહે એવો પ્રયત્ન કરવો એજ પ્રાણી માત્રનો સદ્ધર્મ છે એવું આદ્ય પુરૂષો કહી ગયા છે તે યથાર્થ છે.

દરેક કાર્યની સિદ્ધિ થવાને થોડા ઘણા સમયનો વિલંબ લાગે છે. અને તેથી જો કે આ હેતુ એકદમ તો પાર નહિજ પડે. પરંતુ જો આ લેખથી તેની સિદ્ધિનું મંગલાચરણ શરૂ થશે તો મારો પ્રયત્ન સફલ થયો માની આનંદ મગ્ન થઇશ. એજ. **सुज्ञेषुना किम् बहुना** ॥

---

## અમારાં લોકપ્રિય ઔષધો.

# સર્વાંગ જીવન.

### અથવા

### આયુષ્ય વધારનારી, સાતે ધાતુઓ સુધારનારી, કામોદ્દીપન કરનારી અને આરોગ્યતા સાચવનારી ઉત્તમ ઔષધિઓ-ઓથી બનાવેલું બાળ, તરૂણ, વૃદ્ધ, રોગી, નિરોગી સર્વેને એક સરખો ફાયદો કરનારૂં અપૂર્વ સિદ્ધ મહૌષધ.

---

આ અમૃત શરીરમાં જઇ પોતાનો અમલ પ્રથમ પાચન ક્રિયા-નું કાર્ય કરનાર અવયવો ઉપર બેસાડી તેમાંથી વિજાતિય દ્રવ્યોનો સંચય કે જે દરેક જાતનાં દરદો ઉત્પન્ન થવાનું મૂળ બીજ છે તેને દુર કરે છે. અને પચનેન્દ્રિયોની ક્રિયા નિયમમાં લાવી બળવાન્ બનાવે છે. જેથી હોજરી તથા આંતરડાંના સર્વે જુના વિકારો જેવા કે નળબંધ વાયુ, ઝાડાનો બંધકોશ, અજીર્ણ, આફરો, વાયુ ગોળો, ચુંક, શૂળ, અમ્લપીત્ત, જુનો ઝાડો, જુનો મરડો, સંગ્રહણી, અર્શ વિગેરે દરદોમાં જ્યારે બીજાં ઔષધો નિષ્ફળ જાય છે, ત્યારે આ ઔષધ અત્યંત ચમત્કારી ગુણ કરી તેઓને નાબુદ કરે છે.

આ પ્રમાણે પાચન ક્રિયા સુધરવાને લીધે તેમજ આ ઔષ-ધમાં લોહીને શુદ્ધ કરી વધારવાનો ગુણ પણ હોવાને લીધે એના સેવનથી સ્વચ્છ બળવાન્ લોહીનો વધારો થાય છે. જેથી રક્તાશ-યની રક્ત શુદ્ધ કરવાની ક્રિયા બળવાન્ થઇ આખા શરીરને શુદ્ધ

રક્તનું પોષણ મળે છે, તેથી પત, કોઢ, ઉપદંશ—ગરમી, વિસ્ફોટક, દાદર, ખસ ખરજવાં, ચાંદી, નાસુર, ભગંદર, કંઠમાળ બરોળ, પાંડુ, કમળો, વિગેરે. **અશુદ્ધ લોહીથી થનારાં દરદો દુર થાય છે, અને ફીકકો પડેલો ચહેરો ઉજળો થઈ ગુલાબી રંગ ધારણ કરે છે.**

શુદ્ધ લોહીના લીધે જેમ રક્તાશનું કાર્ય નિયમિત થાય છે, તેવીજ રીતે તેને સાફ કરવામાં ફેફસાંને પણ ઓછી મહેનત પડવાથી તેઓનું કાર્ય પણ નિયમિત થાય છે. વળી અશુદ્ધ લોહીમાં રહેલાં વિષમય તત્ત્વોને લીધે ફેફસાં અને શ્વાસ નળીનો સોજો અને સંકોચ થયેલો હોય છે તે દુર થઈ શ્વાસ માર્ગ ખુલ્લો થાય છે. જેથી તે ભાગમાં થનારાં દરદો દુર થાય છે. જડ થાલી **બેઠેલી હરેક જાતની હઠીલી જુની ખાંસી, મહાત્રાસદાયક દમનો રોગ અને ભયંકર ક્ષય નાબુદ કરનારૂં જો કોઈ પણ આબાદ ઔષધ હોય તો તે માત્ર આ એકજ છે.**

જ્ઞાનતંતુઓ ઉપર તો વળી આ ઔષધની ખાસ અસર છે તેના લીધે, તેમજ સ્વચ્છ લોહીનું પોષણ મળવાથી મગજ સાત્વિક સ્થિતિને પ્રાપ્ત થાય છે. જેથી તંદ્રા ભ્રમણા, નિંદ્રા નાશ, વિસ્મૃતિ, ઉન્માદ, અપસ્માર ( વાઈ ) હીસ્ટીરીયા, નેત્રો, મગજ અને કર્ણોનો દુઃખાવો, ગરમી, ચસકા, શૂળ વિગેરે વ્યાધિઓ દુર થઈ સ્મરણ શક્તિ, બળ, બુદ્ધિ, ઉત્સાહ સતેજ થાય છે. **અને તેથી ગમે તેવું વિકટ કાર્ય કિંવા વિકટ અભ્યાસ પણ વગર કંટાળે આનંદ ભેર થયાં કરે છે.**

એ પ્રમાણે આ ઔષધના સેવનથી આંતરડાં, હોજરી, લીવર, રક્તાશય, ફેફસાં, મગજ વિગેરેની ક્રિયાઓ અનુક્રમે સુધર્યા બાદ **તેઓની શુદ્ધિના લીધે વીર્યાશયમાં શુદ્ધ વીર્યનો જોઈતો સંગ્રહ થાય**

**છે, જેથી સ્વપ્નાવસ્થા કે પેશાબમાં ધાતુ જતી બંધ થાય છે. તેમજ ધાતુ ક્ષય અગર તો હસ્તદોષની કુટેવના લીધે થયેલી ઇંદ્રિની કમતાકાત, વિષય વાસનાની શિથિલતા, મુત્રનો દાહ વિગેરે દરદો દુર થાય છે.**

પુરૂષોની માફક સ્ત્રીઓનાં પણ સઘળાં દરદો દુર કરવા ઉપરાંત વળી ગર્ભાશયને શુદ્ધ કરવાનો પણ આમાં અજબ ગુણ સમાએલો છે, અને તેથી એના સેવનથી અટકાવ બીલકુલ ન આ-વવો, અગર ઓછો, વધારે કે મોડો વ્હેલો આવવો, ધોળી ધાતુ જવી, યોનિ માર્ગે લોહી પડવું, હાથ, પગનાં તળીયાંની બળત્રા, માથાનું દરદ, હીસ્ટીરીયા, અમુંઝણ, કમ્મરની ફાટ, જીર્ણ જવર, રતવા, કોઠાની ગરમી, વારંવાર ગર્ભપાત થવાની ખોડ, બાળકો ન જીવવાં, ધાવણની અશુદ્ધિ, ધાવણનું ઓછું આવવું વિગેરે દરદો દુર થાય છે.

આ ઔષધમાં કોઈ પણ ઝેરી, માદક કે ઉત્તેજક પદાર્થ નહોતાં કેવળ અત્યંત પવિત્ર વસ્તુઓમાંથી બનાવવામાં આવ્યું છે. જેથી કોઇ પણ જાતનો ઉપદ્રવ ન કરતાં ગમે તેવી પ્રકૃતિમાં બાળક, વૃદ્ધ, યુવાન સર્વેને એક સરખી રીતે માફક આવે છે, અને શરી-રમાં નવું બળ, નવું ચૈતન્ય, નવું લોહી, નવું માંસ, નવું વીર્ય, નવું જીવન ઉત્પન્ન કરે છે. એ રીતે શરીરનાં સઘળાં અવયવોને સુધારવામાં આ ઔષધ અત્યંત આબાદ હોવાથી અર્થાત્ સઘળા અવયવો–સઘળાં અંગોનુ જીવન હોવાથીજ તેનું સર્વાંગ જીવન નામ રાખવામાં આવ્યું છે. **અને હરકોઈ રોગથી પીડાતાં મનુષ્યોએ તેનો એકવાર ઉપયોગ કરી અનુભવ લેવા ભલામણ કરવામાં આવે છે. કિંમત એક** રતલી ડબ્બાના રૂ. ૩–૪–૦ સવા ત્રણ.

**૨ મદન સંદીપન**—વિષય સુખનો અત્યંત આનંદ ભોગવવાની લાલસાવાળાઓના માટે આ ઔષધ ખાસ રીતે તૈયાર કરવામાં આવ્યું છે. એના ઉપયોગથી વિષય કરવાની શક્તિ તરતજ બેવડી ઉત્પન્ન થાય છે, વીર્યનું સ્તંભન થાય છે, ધાતુ પુષ્ટ થઇ નિર્બળતા દુર થાય છે. **કિંમત એક** ડબીના રૂ. ૨)

**૩ અગ્નિ સંદીપન**—મુંબઇ, કલકત્તા વિગેરે પરદેશમાં વસનારા લોકો કે જેઓને ત્યાંનું પાણી માફક નહિ આવવાથી ઝાડાની કબજીયત, ભુખનું મરી જવું, અજીર્ણ, ઝાડા, સંગ્રહણી, જીર્ણ તાવ વિગેરે દરદો ઉત્પન્ન થઈ શરીર દિવસે દિવસે ફીકું પડી ગળતું જઇ કમજોર થાય છે તેઓના માટે આ રામબાણ ઇલાજ છે. આ ઔષધના સેવનથી ઝાડો ખુલાસેથી આવે છે, ખોરાક સારી રીતે પચે છે, અને ઘણા દિવસથી બગડેલી જઠરાગ્નિ પાછી નિયમમાં આવે છે. **કિંમત** એક ડબીના રૂ. બે.

**૪ બાળકોનુ જીવન**—બાળકોના માટે આજકાલ બજારમાં વેચાતાં અનેક આષધો કે જેમાં માત્ર થોડો એક ફોસફરસ લોહ, વિગેરે હોઇ બાકી બધું ખાંડનું શરબત અને કોચીનીઅલનો ગુલાબી રંગ હોય છે. તેમ આ ઔષધમાં નહોતાં ઉત્તમોત્તમ ઔષધિઓમાંથી તૈયાર કરવામાં આવેલું છે, તેથી બાળકોનાં તમામ દરદો દુર થાય છે. શરીરમાં નવું લોહી, નવું માંસ ભરાય છે, અને તેથી થોડાજ દિવસોમાં બાળકો અત્યંત પુષ્ટ થઇ ખુબ સુરત જણાય છે. **કિંમત** અડધા રતલના ડબાનો રૂ. એક.

મેનેજર—વિદ્યાકળા પ્રચારક મંડળ.
વડાગામ—વાયા—ડીસા એ. પી. રેલ્વે.

# અમારાં લોકપ્રિય પુસ્તકો:—

૧. **જંગલની જડીબુટ્ટી-પ્રથમભાગ**—મોટા મોટા વૈદ્યો અને હકીમોની રામબાણ દવાઓ, ડૉકટરોનાં પેટન્ટ ઔષધો કિંવા સરજ્યનોનાં શસ્ત્રો પણ જેના ઉપર નિષ્ફળ જાય છે, તેવાં જડ ઘાલી બેઠેલાં હઠીલાં દરદોને ચમત્કારીક રીતે નાબુદ કરનારાં અને વળી દરેક સ્થળે સહેજમાં મળી શકે તેવાં વનસ્પતિનાં અનુભવસિદ્ધ ઔષધો આ પુસ્તકમાં વર્ણવવામાં આવ્યાં છે. છતાં કિંમત માત્ર રૂ. ૦—૮—૦ પોષ્ટેજ રૂ. ૦—૧—૦ જુદું.

૨. **પશુ ચિકિત્સા**—જે દરદોથી દરવર્ષે લાખો ગાયો, ભેંસો, બળદો વિગેરે પશુઓનો નાશ થાય છે, તેવાં દરેક દરદો થવાનાં કારણો, લક્ષણો અને સહેજમાં બની શકે તેવા ઉપાયો ઉપરાંત, કેવી માવજતથી પશુઓની ઓલાદ સુધારી શકાય, દુધ, ઘી વધારે મેળવી શકાય, દુષ્કાળના વખતમાં કેવી રીતે બચાવી શકાય વિગેરે બાબત પણ પુરતી માહીતિ આપવામાં આવી છે. પુસ્તક ડેમી આઠ પેજી ત્રણસો પૃષ્ટનું હોઇ ગ્લેઝ કાગળો અને પાકું પુંઠું હોવા છતાં પણ કિંમત માત્ર રૂ. ૧—૪—૦. પોષ્ટેજ રૂ. ૦—૨—૦ જુદું.

૩. **આકાશવાણી**—સૃષ્ટિની શરૂઆતથી આજ સુધીમાં દુનિયાંની દરેક ભાષાઓમાં લખાએલાં સઘળાં પુસ્તકો કરતાં પણ આ પુસ્તક એટલું બધું ઉપયોગિ છે કે:—કોઇપણ મનુષ્ય એક ક્ષણ વાર પણ તેના સિવાય ચલાવી શકે તેમ નથી. કેમકે એમાં લખાએલા ઉપદેશાનુસાર વર્તવાથી સાંપ્રત દુઃખો અને દરદોથી મુકત થઇ મનુષ્યો સૃષ્ટિ ઉપરજ સ્વર્ગનાં સુખો ભોગવી શકે છે. કિંમત ૦—૧૨—૦ પોષ્ટેજ રૂ. ૦—૧—૦ જુદું.

૪. **ધનવાન થવાય તેવા ઉદ્યોગો**—નોકરી ચાકરી કિંવા ધંધા રોજગાર માટે રખડતાં મનુષ્યોએ ઘેર બેઠાં હજારો રૂપીઆ કમાવાનું ઉત્તમ સાધન—આવતા એપ્રીલમા પ્રગટ થશે. કિંમત રૂ. ૦—૮—૦. પોષ્ટેજ રૂ. ૦—૧—૦ જુદું.

**મેનેજર—વિદ્યાકળા પ્રચારક મંડળ.**

**વડગામ—વાયા—તલોદ—એ. પી. રેલ્વે.**